# સંસૃતિ

If ever I visit thy Shrine,
Then let me not depart
Without thy blessings.

પારાશર્ય

પ્રથમાવૃત્તિ • દીપોત્સવી સંવત ૧૯૯૭ • ઈ. સ. ૧૯૪૧



કિંમત રૂ. ૨-૦-૦






લેખક તથા પ્રકાશક : મુકુન્દરાય વિજયશંકર પટ્ટણી
૫૩૭, દેવનિવાસ, માણેકવાડી સ્ટેશન સામે, ભાવનગર

મુદ્રક : શાન્તિલાલ છોટાલાલ પારેખ
શ્રી સરસ્વતી છાપખાનું, દાણાપીઠ, ભાવનગર

સદ્ગત સહાધ્યાયી મિત્ર

શિવદાન રવાભાઈ બારોટને

અ ર્પ ણ

# નિવેદન

ગુજરાતની કાવ્યરસિક જનતા સમક્ષ આ કાવ્ય-સંગ્રહ સાદર રજૂ કરું છું.

આ કાવ્યસંગ્રહનું નામ 'સરિતા' તેના સરળ ઉચ્ચારણાર્થે રાખવા વૃત્તિ હતી, પણ અન્તે 'સંસ્રુતિ' એ નામ તે શબ્દના વ્યાપક અર્થને અનુલક્ષીને રાખવું ઉચિત જણાતાં તે પ્રમાણે રાખ્યું છે.

આ સંગ્રહ પરત્વે મારે કશું કહેવું ન ઘટે. જે પુષ્પરૂપે પરિણમે છે તેની સુરભિના ગ્રાહક—સમીર—મધુકર—આપોઆપ મળી રહે છે અને જે કેવળ પત્ર છે તે ખરીને નીચે ક્યારામાં ખાતરરૂપ બને છે; અને તે યોગ્ય જ છે: એવી ઉપમા આપું વા ન આપું તોપણ એટલું તો સિદ્ધ જ છે કે આમાં જે કાંઈ કાવ્યતત્ત્વ છે—હશે તે સ્વયમેવ જનતામાં પ્રસરશે. આમાં મને શંકા નથી કારણ કે જેમ પત્ર—પુષ્પને વીંટીને વાયુ સર્વવ્યાપી રહ્યો છે તેમ જનતાનું માનસ—હૃદય કાવ્યતત્ત્વ—કલાતત્ત્વનું ઉપાસક—ગ્રાહક બની ચિરપિપાસુ રસાભિલાષી તૈયાર જ બેઠું હોય છે. આછી પણ પુષ્પગંધને વાયુ પકડ્યા વગર રહી શકતો નથી.* ક્યાંય પણ શુભ-

---

* ખરું છે કે વાયુ દરેક ગંધને ગ્રહણ કરે છે. માનવમાનસ પણ સારાં માઠાં અનેક તત્ત્વો ગ્રહણ કરે છે પણ માનવહૃદય સ્વભાવતઃ આદર્શલક્ષી હોઈ જે શુભપ્રિય હોય છે તે તરફ તે વધારે ઢળે છે.

પ્રિય તત્ત્વ તરફ માનવહૃદય જાણી બૂજીને ઉદાસીન—બેદરકાર રહ્યું નથી. અને એ જ વિશ્વાસે આ કાવ્યસંગ્રહને જનતાસમક્ષ મૂકી શકાય છે ને?

પાછળ ટિપ્પણ મૂક્યું છે. પંક્તિઓનો અર્થસ્ફોટ કરવા કરતાં વિશેષતઃ પંક્તિઓનો ઋણનિર્દેશ બતાવવા માટે તે યોજાયું છે.

* *

શ્રી ભાવનગર સંસ્થાનના નામદાર મહારાજા સાહેબે યોજેલ ગ્રંથોત્તેજક વ્યવસ્થાનો હું આભારી છું. ગ્રંથોત્તેજક કમિટીએ મંજૂર કરેલી આર્થિક મદદને બળે આ સંગ્રહને બહાર મૂકી શકાય છે.

* *

આ પુસ્તકને સુંદર બનાવવા માટે બનતો પ્રયાસ કરનાર શ્રી. સરસ્વતી છાપખાનાના સંચાલક ભાઈ શ્રી. શાન્તિલાલ પારેખનાં ઉત્સાહ અને ચીવટની નોંધ લેવી અત્રે આવશ્યક ધારું છું.

પારાશર્ય

આશ્વિન કૃષ્ણ નવમી
સંવત ૧૯૯૭
ભાવનગર

૨૦ ભવાઈ . . . ૪૨
૨૧ સન્યાસીની કથા . . . ૪૪
૨૨ કિંમત . . . ૪૬
૨૩ દૂતનિયોજન . . . ૪૭
૨૪ ડોલરિયો . . . ૪૮
૨૫ મીરાં . . . ૪૯
૨૬ હોળી . . . ૫૦
૨૭ આશા હતી– . . . ૫૧
૨૮ વસન્તેચ્છા . . . ૫૨
૨૯ ભ્રમરને . . . ૫૩
૩૦ અનુભૂતિ . . . ૫૪
૩૧ ગાણું . . . ૫૫
૩૨ અંજલિ . . . ૫૬
૩૩ નિસર્ગ . . . . ૫૭
૩૪ આથમતોપૂર્ણ ચન્દ્ર . . ૬૧
૩૫ ધ્રુવને . . . ૬૨
૩૬ કર્ણવ્યે . . . ૬૩
૩૭ જાણું છું– . . . ૭૨
૩૮ સ્પર્શ . . . ૭૩
૩૯ નૃત્ય . . . ૭૪
૪૦ પાનખર . . . ૭૫

૪૧ અધિકાર . . . ૭૬
૪૨ કોકિલને . . . ૭૭
૪૩ ત્રાપજને . . . ૮૦
૪૪ સાથી મિત્રને . . . ૮૪
૪૫ સાપેક્ષનું સુખ . . . ૮૫
૪૬ આકર્ષણ . . . ૮૭
૪૭ અંબોડો . . . ૮૮
૪૮ પ્રિયાને . . . ૯૦
૪૯ ધબક . . . ૯૨
૫૦ અણઊઘડયા ફૂલને . . ૯૪
૫૧ નથી પ્રણય- . . . ૯૫
૫૨ સ્મરણમંદિર . . . ૯૭
૫૩ -પ્રસંગ . . . ૯૮
૫૪ સ્મૃતિ . . . ૧૦૦
૫૫ રાજહંસનું અવસાન . . ૧૦૧
૫૬ —ને . . . ૧૦૫
૫૭ કૂદરડી . . . ૧૦૬
૫૮ અવાવરુ વાવ . . . ૧૧૦
૫૯ તારાને . . . ૧૧૩
૬૦ હું— . . . ૧૧૮
૬૧ પ્રણયશાન્તિ . . . ૧૧૯

૬૨ દર્શન . . . ૧૨૦
૬૩ આંધળો ભેરુ . . . ૧૨૧
૬૪. અધવચ . . . ૧૨૨
૬૫ દાતારને . . . ૧૨૩
૬૬ નવજીવન . . . ૧૩૦
૬૭ ગોપી . . . ૧૩૨
૬૮ પર્જન્યને . . . ૧૩૩
૬૯ હસ્તિસિન્ધુ . . . ૧૩૪
૭૦ રમકડાં . . . ૧૩૫
૭૧ દર્શન અંતરાય . . . ૧૩૮
૭૨ સીમા . . . ૧૪૧
૭૩ પુરુષોત્તમને . . . ૧૪૨
૭૪ હરિગુણ . . . ૧૪૩
૭૫ પ્રસાદ . . . ૧૪૪
૭૬ દર્શન–અભિલાષ . . . ૧૪૫
૭૭ ભજનાર . . . ૧૪૭
૭૮ સાદ પુકારીને શું કરું ? . . ૧૪૮
૭૯ રાહ . . . ૧૪૯
૮૦ રામ તારા રાજ વચ્ચે . . ૧૫૦
૮૧ જીવનઆરતિ . . . ૧૫૧
૮૨ સમર્પણ . . . ૧૫૩
૮૩ ટિપ્પણ . . . ૧૫૪

# શુદ્ધિ

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૩ | અવરિત | અવિરત |
| ૧૩ | ૨૭ | અશ્વસ્થ | અશ્વત્થ |
| ૩૯ | ૧૪ | પુષ્પે | પુષ્પો |
| ૭૨ | ૫ | દબાવીને | દબવીને |
| ૯૪ | છેલ્લી | જિંદગાની | જિંદગાની. |
| ૯૭ | ૭ | ખરું: | ખરું; |
| ૧૪૯ | ૮ | મારે | મારી |

'परा हि मे विमन्यवः पतन्ति वस्यइष्टये ।
वयो न वसतीरुप ॥' ऋग्वेद



So much sensitive I am my Lord,
That from thee, even a gentle breeze
Would put to dance my silent leaves.

# શિવસઙ્કલ્પ

જે વાસનાયુક્ત અનેક જન્મમાં
ભમાવે આત્માને નિત નવ અભીપ્સા જગવતું,
જીવન્મુક્તિ ને બન્ધન તણું સદા કારણ થતું,
પ્રભો ! પ્રાર્થું તન્મેમનઃ શિવસઙ્કલ્પમસ્તુ । ૧

જનિતૃ પ્રજ્ઞાનું, અજર, અવિનાશી, દ્યુતિ સમું,
બહિર્-આન્તર્-વિશ્વે અશિથિલ ભમે હૃત્પ્રતિષ્ઠન્,
વિના જેના થંભે પ્રકૃતિગતિ પ્રાણીજીવનની,
પ્રભો ! પ્રાર્થું તન્મેમનઃ શિવસઙ્કલ્પમસ્તુ । ૨

બધી દિક્કાલોની અવધિ થકી યે દૂર ઊડતું,
પ્રમાથી ચાંચલ્યે થઈ અધિપ પંચેન્દ્રિય તણું,
જતું જ્યોતિષોથી, તમથી પર, દૂરઙ્ગમ થતું,
પ્રભો ! પ્રાર્થું તન્મેમનઃ શિવસઙ્કલ્પમસ્તુ । ૩

પ્રમાથી વાયુની દૃઢ ચપલ ને દુર્દમ ગતિ
જતી ખેંચી નૌકા જલધિ મહીં દૂરે શઠ ભરી,
તથા સામર્થ્યે ચાલક સકલનું કાર્યપથમાં,
પ્રભો ! પ્રાર્થું તન્મેમનઃ શિવસઙ્કલ્પમસ્તુ । ૪

પ્રસન્ના સૃષ્ટિનું પરમ ઋત અંગીકૃત કરી
ધર્યા જેણે ધર્મો, ધૃતિ, રતિ, કરી ઉન્નત ગતિ,
ધર્યું વસ્ત્રે તન્તુ સમ નિજ વિષે જ્ઞાન સઘળું,
પ્રભો ! પ્રાર્થું तन्मेमनः शिवसङ्कल्पमस्तु । ૫

વિવેકે જ્ઞાને સાત્વિક અનઘ સામ્યે સ્થિત થતું,
દઈ બ્રાહ્મીવસ્થા, પવનહીન સ્થાને ઝળકતી
પ્રશાન્તજ્યોતિની દીપક ઉપમાને વરી જતું,
પ્રભો ! પ્રાર્થું तन्मेमनः शिवसङ्कल्पमस्तु । ૬

# અહમ્

પ્રભો ! તેં અર્પેલું ધન પુનિત છાનું જીવનમાં,
જડત્વે અજ્ઞાને અપથ ખરચ્યું વિસ્મરણમાં.
સ્મૃતિ દો, શક્તિ દો, ફરજમતિ દો, રક્ષક બની
રહું જાગી, અન્તે સફલ ધરું તારે પદ ફરી.

પ્રભો ! આ હૈયાની તમગુણ પ્રમાદે રહી મતિ,
નિરાશાના બ્હાને નથી જ પુરુષાર્થે રતિ થતી.
અહમ્ દો, પ્રાર્થું સાત્ત્વિક અભય સંશુદ્ધિ મનની,
સ્વધર્મે યત્ને નિષ્ક્રિય તજું નિરાશા જીવનની.

પ્રભો ! પૂજા-પુષ્પો અપથ વિખરાવા નહીં દઉં,
ચહું તારે કંઠે સઘન વનમાળા ધરી દઉં.
બહિર્દ્વારે તારે વિભવ પગથારે વય ગયું,
પ્રભો ! ગર્ભદ્વારે ચહું તવ પદે સન્મુખ ઢળું.

પ્રભો ! હું તારો હું મગરુબ ફરું એ સ્મરણમાં:
અહમ્ દો, છો હોયે તુજ મિષ અહંકાર મનમાં.

## સાર્થકતા

કદી નહીં; તે દિ' જ મેં પરોઢમાં
ખુલ્લાશમાં આન્તર ફૂલડું ધર્યું:
પ્રસન્ન શીળા વહતા સમીરણે
અંગાંગમાં કમ્પન કો અનુભવ્યું.
ને વ્યોમના પુણ્યપ્રસાદ જેવું
હૈયે સર્યું એક તુષારબિન્દુ:
ઉષાતણું કુંકુમનું વધામણું:—
સાભાર આ જીવન ધન્ય મેં ગણ્યું.

# એ દિન આવશે

એ દિન આવશે રે દિન આવશે જે દી વાશે વસન્ત સમીર,
જીર્ણ સુકાયલ પાંગરશે તરુ, ઝૂકશે પલ્લવ ધીર.

એ દિન આવશે રે દિન આવશે છાશે રમ્ય પરોઢનાં તેજ,
દશ દિશે, અન્ધકાર વીંખેરી રેલશે કુંકુમરેલ.

એ દિન આવશે રે દિન આવશે જે દી રંક ગરીબને દ્વાર
નોબતડંકે ગાજતે વાજતે સ્વારી ઊતરનાર.

એ દિન આવશે રે શુભ સ્વાતન્ત્ર્ય કેરા ગાજશે મેઘમલ્હાર,
ટૌકશે ભારતપ્રાણમયૂર ને ગાજી રે'શે હિમમાળ.

એ દિન આવશે રે જે દી જાગશે સારો લુપ્ત થયો સંસાર,
ખંડિત સંસ્કૃતિના પગથારે જાગશે એ ઝમકાર.

એ દિન આવશે રે દિન આવશે રે ચિરઝંખિત પુણ્ય અચૂક,
આજ રુંધાય છો અન્તરગાણું માગી લેશે નભ સૂર.
એ દિન આવશે રે, દિન આવશે.

## ગાંધીજીને

ડંકા બાજે, ઘન ગગડતા વિપ્લવો રૌદ્ર જાગે,
આજે કાળી રજનિ ડસતી, મૃત્યુના સાજ વાજે.
ગાઢાં ઘેરાં પ્રલયઘમસાણો મચે, વિશ્વ કમ્પે:
નાચી ઊઠે રુધિરઝરતી ખંજરી કાલ કેરી.
દ્વારે દ્વારે કરુણ કિકિયારી ઊઠે, હામ ભીડી
ત્યારે સામે બસ ઝઝૂમતા એકલે પંડ બાપુ!

અન્યાયોના નિધિ રુકવવા દેહની પાજ બાંધી
છાતી માથે નિત ઝીલી રહ્યા વજ્ર ઘાવો સહર્ષ.
વૃદ્ધત્વે યે પ્રખર ચમક્યાં કર્મ તારુણ્ય કેરાં;
દીપી ઊઠી યુગપુરુષતા બ્રહ્મક્ષાત્રત્વ તેજે.
બાપુ ઇચ્છે સતત વહવી આર્યવર્ચસ્વ હોંશે
ગાળી દેવા જનસકલની પાશવી દુષ્ટ વૃત્તિ.
બાપુને ના લડત જીતવી, શત્રુ સંહારવા ના;
સત્ચારિત્ર્યે સદયહૃદયે જીતવાં શત્રુહૈયાં.

એકાકીલા રણુ રણુ ધસે સ્વસ્થ બાપુ ડગોથી,
સંગે જાવા ધડક ઊઠતી, હોંશ થાતી અદમ્ય.
આવી આજે ધનઘડી નથી ચૂકવી એ અલભ્ય:
ખોળે સૂતું તજી દઈ હવે ઝૂકવું જંગમધ્ય.

“ન્હાનાં ભોળાં શિશુ સહુ” હવે શબ્દ ના સાંખવા તે,
ના ના સ્હેશું અધમ જડતા, પ્રાપ્તકર્મો તજીને.
“ન્હાનાં તો યે તવ શિશુ અમે ભેટ બાંધી ધરીશું;
જેવાં તેવાં અનુકરણથી કૈંક તો યે કરીશું.

વેરી જાતે શિશુ સહુ ન જો આપને સાથ દેશું,
આત્માનો જો ઉદય ઊજળો આત્મથી ના કરીશું.
સ્હેશું કષ્ટો, કદિક મરશું, આપને માટ ના કૈં:
સ્વાર્થી અંતે અમ સુખ મિષે યત્ન કેવા પડે કૈં.

લાંબી જ્વાળે ધખ ધખ જળે યજ્ઞ સ્વાતન્ત્ર્ય કેરો,
તેમાં હોમી નિજ જીવન ને વંશવિસ્તાર કેરી
લીલી વાડી ભરચક સુધાપુઞ્જ ઝુકાવવાને
મેઘો કેરાં દલ દ્રવવવા સાર્થ ઝંખો થવાશે.

યોદ્ધા કેરી અડગ પ્રતિમા ભવ્ય ગંભીર ધીર
પ્રેરે યુદ્ધે પદ જીવનને, અદ્ભુત પ્રેમવીર.
ત્યારે બાપુ તવ વય પ્રભા મૂર્ત કલ્યાણદૃષ્ટિ
પ્રેરે કાર્યે ઉચિત સહસા ભીષ્મ ઐશ્વર્ય શૌર્ય.

ડંકા બાજે, જુધ ગડગડે, મર્ત્ય ના સૂઇ રે'શું,
દીક્ષા લીધી; વદન હસતે કેસરિયાં કરીશું.

આશા શ્રદ્ધા તપ સહૃદયતા સત્યના પાઠ લેશું:
બેઠા છો ત્યાં પગભર થઇ સ્વસ્થતા કેળવીશું.

બાપુ! બાપુ! શિશુ સહુ અમે વારસો મેળવીશું.
ઝાઝું નૈં તો તવ તવપણું ઝીલીને જીરવીશું.

# વિભૂતિ

સહી અસહ્ય દબાણ તમિસ્રનાં
વિમલ તારક તેજ નિતારતાં:
જગતના અભિશાપ સહી સહી
વરદ સંત સુવાસ પ્રસારતા.

## દેશગીત

અમારે દેશ લૂઝરતા ધખ્યા ગ્રીષ્મે ધખારા
હવે મલ્લાર ગાવા સાંઝ વેળા આવ વ્હાલા !
વલોવાતાં ગયા સૈકા, ગરલ પીધાં શમાવ્યાં:
અમીકૂંપો લઈ ક્યારે હવે છો આવવાના ?

નથી અમ ભારતે કોનાં કદી ઘરબાર લૂંટયાં,
નથી કંઇ દુઃખ દીધાં કે કુદષ્ટિથી સતાવ્યાં;
નથી મારું–અમારુંની કરી કંઈ સ્વાર્થદૃષ્ટિ;
કુટુમ્બી વિશ્વને ગણતું વહાવી સ્નેહવૃષ્ટિ:
સદા શીળી ધરી છાયા હર્યા સંતાપ સૌના,
વહાવી વિશ્વમાં વાયુ મલયના તાપ ઠાર્યા;
હજારો પંખીનાં ટોળાં શમાવ્યાં કોટરોમાં.
હવે તો તીડ આવ્યાં, તાપ વરસ્યા, આપ છો ક્યાં ?

અહીં બ્રહ્મર્ષિ દ્વૈપાયન, અહીં સિદ્ધાર્થ ગાંધી,
શમાવા વિશ્વદુઃખો સર્વ ત્યાગી ભેટ બાંધી.
યુગે દાવાનળે એનાં જતાં શોષાઇ વારિ,
પ્રભો તે મોર વર્ષો ધર્મ રક્ષો વ્હાંય ધારી.

નથી આત્મોન્નતિ તેથી સ્થિતિ આ નર્ક માની
અમે આ યાતનામુક્તિ મિષે જહેમત ઉઠાવી;

અધમ અન્ધાર ઠેલવવા પુનિત ચકમક ઝગાવી,
પ્રયત્નો વ્યર્થ ? ધીરજ ના કદી પણ હારવાની.

અમે ઉતારવા ભાગીરથી જીવન તપીશું,
અમે નહિ તો અમારા વંશમાં સાફલ્ય જોશું.
અમે એકકે રીતે પાપી અધમ આ વિશ્વફલકે
પુનિત ગંગા તણાં વ્હેનો દશે દિશ રેલવીશું.

નથી જોતાં અમારે કંઈ તમારાં શસ્ત્રઅસ્ત્રો,
ન વા કંઈ સાથ જોતો સજ્જ શૂરા સૈનિકોનો.
ફક્ત અમ સારથીરૂપે અમારી રાશ ઝાલો;
કુરુક્ષેત્રે પછી યુદ્ધે નથી ડર હાર કેરો.

અમે જંજીર જાતે નાખશું તોડી વછોડી,
ઝિલીશું સામી છાતીએ અમે બંદુક ગોળી.
મરીશું તો પરાધિનતા-દુખોથી તો છૂટીશું,
પરન્તુ આ સ્થિતિથી ના પરાજય કોઈ સ્હેશું.

અમારા ખડ્ગમાં ચમકાર તીખો સત્ય કેરો,
અમારે યુદ્ધમાં આનંદ છે ચારિત્ર્ય કેરો.
અમારે મૃત્યુમાં વિશ્વાસ છે સ્વાતન્ત્ર્ય કેરો:
જયાન્તે ધ્વજ ચ્હડાવીશું અમે જગશાન્તિ કેરો.

# વિશ્વનીડ

સાયંકાળે અહીં વિજન પંથે જતાં મેં નિહાળ્યું
ઊંચાં સૂકાં તરુ-વિટપમાં માળમાં બાળપંખી
તીણી ઝીણી કલબલ કરે વ્યગ્ર: ત્યાં પાંખ પ્હોળી
સંકેલીને વિહગ વળતું દૂરની સીમમાંથી.
ચારો આપે, ખબર પૂછતાં ઝંખવાતાં પ્રકાશ
આજૂબાજૂ ચપલ નિરખી નીડનાં રક્ષણાર્થ
ઝંપી જાતાં ખગ શિશુશિરે પાંખ–વાત્સલ્ય ઢાળે,
ડૂબે સન્ધ્યા, પવન વિરમે, શાન્તિસામ્રાજ્ય વ્યાપે.
માનું આ તો ક્રમ કુદરતી—દિવ્ય વાત્સલ્યભાવ
ત્યાં તો સામે તરવરી રહી આપની મૂર્તિ બાપુ!

રંગદ્વેષે, જર જમીન ને ધર્મને રાગદ્વેષે
બાઝે રેલે રુધિર કુમતિ રે પ્રજા–રાષ્ટ્ર સર્વે.
વૈરજ્વાલે સ્થિતિ સુખ તણો વ્યર્થ સંહાર થાતો,
અન્તઃક્ષોભે અશરણ જગે ક્લિષ્ટ ઉત્પાત થાતો.
દુઃખી એવા યુગ યુગ નિરાધાર આ વિશ્વમાળે
ફેલાવીને પિતુહૃદયની પાંખ એ ઊતર્યા છો.
તો જંપીને કલહ તજી શું ચાંચથી લેઈ ચારો
ઢંકાશું ના અમીનીંગળતી પુણ્ય હૂંફાળ પાંખે?

તૃષ્ણા ઊંડી પિતુહૃદયને પુણ્યસંસ્કાર વેરી
સંપે જંપે સદય સહુને ઊર્ધ્વગામી કર્યાની.
એવે હૂંફે સત પ્રણયનો વારસો આપવાને,
કૌટુંબીની પુનિત કરુણા શૃંખલા બાંધવાને.
તો જ્યાં અન્તે અવરિત યથાશક્તિ. સંસ્કાર વેરી
માળો ત્યાગી પિતુ! ઊડી જશો ત્યાર ખેડેલાં તમારી
ઇચ્છા આશા સત સદયતા સંપ ને જંપ કેરી
બાપુ! નક્કી સફલ કરિશું જિંદગીમાં ઉતારી.
આદિ અશ્વસ્થશાખે પરમ ઋતરસે જ્યાં ઝૂક્યાં વેદપર્ણો,
સ્હોશે ત્યાં પિતૃયત્ને શુચિ સતકરુણાસંસ્કૃતિ વિશ્વમાળો.

## પંચાત

અમારી ઓફિસમાં હે દાસભાઈ કારકુન
માત્ર ગુજરાતી ચાર ભણી પરવાર્યા છે.
એને પૂછી કામ થાય, ઉપર લખાણ થાય,
સાહિબની સહી થાય એવું કામ જાણે છે.
આજ આવતાંની સાથ
તુમાર જ્યાં લીધો હાથે સા'બનું લખાણ માથ
અંગ્રેજીમાં જોઈ ભારે મિજાજે ભરાયા છે.
" વિલાયતી ખાસા, ભાષા બીજી જાણે જાણે નહીં, "
ઘા કરીને કહ્યું મને " તુમાર આ રાખજો. "

" શું છે ? " માથું ઊંચું કરી પૂછ્યું ત્યાં તાડુક્યા એ તો
" વિલાયતી ભાષા ટળે ઉપકાર થાય તો.
દેશી ભાષા હોય ઝટ કામનો નિકાલ થાય,
ચોકખું સમજાય, આ તો હથોડાના માર જો.
ભણ્યા વિના સમજાય ભલે એવી હિન્દી હોય,
કોણ કહે છે કે તમે ગુર્જરી જ રાખજો ? "

" એવું કાંઈ થાય ભાઈ ? " મેં કહ્યું " હે દાસભાઈ !
રાજ તેની ગિરા સિદ્ધ ન્યાય એ પિછાનજો "

"ઊઠ રે જુવાન," વૃદ્ધ દાસભાઇ બેઠા થયા
"રાજં બહલાવો જાઓ પછી જ બોલાવજો."

"તાકીદે જવાબ આનો"—"મેલવી છે માથાકૂટ ?
હું જઉં છું બ્હાર મને જરદો બોલાવતો."
કહી દાસ ગયા બ્હાર, તુમાર ઉકેલી, ચાર
લીટી લખી, સહી કરી વિચાર ત્યાં આવતોઃ—
"એણે કહ્યું એમ હોત ટંટો આ થયો ન હોત,
લખાણની સજામાંથી મને રાહ મળી હોત."
ટકોરી લગાવી, આવ્યો ફરાસ, મેં ફરમાવ્યું:-
"લે જાઓ આ સા'બ કને કાગળ-તુમાર સોત."

# दृष्टिपूतं न्यसेत् पादम् ।

કઠોર ગણી કે સુકોમલ ગણી અજાણ્યાં ઉરે
તમે મૃદુ પવિત્ર પાદ નહિ ભૂલથી મૂકશો.
સુકોમલ ? કઠોર ? કેવું ઉર કોણ જાણે હશે:
અજાણ પથમાં સખે ! ચરણ દૃષ્ટિપૂતં ન્યસેત્.
હશે યદિ નઠોર તો અસહ કંટકો ભોંકશે;
સુકોમળ હશે કદાચ ફસકાઈ તો સ્વાસ્થ્યને
અચૂક લથડાવશે, પદતળે ફિંદાઈ ન તો
બની અમર પંક બાઝી રગદોળશે પાયને.

# નાવિકનું ગીત

ઊઠો નાવિક સહુ વીર,
ગાજે સાગર ગંભીર.
ચડ્યાં તોફાને નીર,
જવા હૈયું અધીર રે અધીર !

ચડ્યાં ઉન્માદે પૂર,
પવન પાણીના સૂર.
ચંડ તાંડવના ક્રૂર
ઘોષ ગાજે ઉત્તાલ રે સુક્રૂર.
છળ્યાં કાંઠામાં નીર,
નાવ ડોલે અધીર,
છોડ્યાં લંગર ને તીર:
નહીં થોભું લગીર રે લગીર.
ચાલો સાથી સહુ સાથ;
ક્ષુબ્ધ સાગરની માથ
મત્ત છોળોની બાથ
લઈ ધસીએ સંગાથી ! સંગાથ.

ચાલો, ઊભા શું આમ ?
નથી જવા શું હામ ?
કેમ લાગે એ કામ ?

કરો છેલ્લી આ તીરને સલામ.

જોઈ ડુંગર શી ફાળ
દિસે મોજાં શું કાળ?
જશો ડૂબી અકાળ?
નહિ લાગે શું કોઇને ય ભાળ?
દેખી નડતર ને દુઃખ
ગણો દેવ દે ના સુખઃ
દો છો સર્જકને દોષ,
તમે લજવો છો માડીની કૂખ.

મર્દ નાવિકની જાત
ડરો? એ તે શી વાત!
બની સાગરનાં બાળ
ડાળો સમદર આ સામટા ય સાત.
ખરો અવસર છે આજ
શક્તિ દાખવવા કાજ.
જીવનશક્તિના સાજ
આજ ટાણે ન હારશો લગાર.

વિશદ વ્યોમે ઉડુવૃન્દ,
શાન્ત સાગર-ઉછરંગ
ઝરે ચાંદની અભંગ,
તરે હોડાં આનંદમાં સુમંદ.

જો એ જીવનનું અંગ,
મસ્ત તોફાનો સંગ
કદી જામે જો જંગ
તો એ લ્હાવો અજોડ રાજરંગ !

નડે દરિયે તોફાન,
ગાજવીજ, ખડક, મ્હાણું,
તૂટે નૌકા સુકાન,
અમર આશાનાં ગાવાં ત્યાં ગાન.

ભલે વિઘ્નો અનેક,
હું તો માનું છું એક
નથી ગોટાળો લેશ,
સૃષ્ટિહેતુ છે એક કોઈ એક.

થતાં દ્વંદ્વોનાં યુદ્ધ,
તત્ત્વ સાત્ત્વિક તે મધ્ય
વિજયશીલ અને શુદ્ધ;
નિયમ ગાતા એ વિશ્વના પ્રબુદ્ધ.

ભલે સાગર વિશાળ,
રૌદ્ર પવન—છોળ—ફાળ
મેઘ તિમિર ખડકમાળ,
સર્વ છો ને કરાલ રે કરાલ.

મળ્યું ન્હાનું પણ નાવ,
નથી દુર્બળ કર સાવ,
જવા અડગ હૃદયભાવ.
યત્ન કરવો, ન છોડવો સ્વભાવ.

વિજય સિદ્ધિને દ્વાર,
વિજય વિઘ્નોને પાર,
ખરો એનો પણ સાર,
વિજય વિઘ્નોનો કરતાં પ્રતિકાર.

ઊઠો નાવિક! ગંભીર
ગાજે તોફાની નીર.
જળે ધસશું અધીર,
વ્યોમ દૃષ્ટા ને સાથી સમીર.
આપણ સાગરનાં બાળ,
જળે જીવન ને કાળ.
જતા ગાંડે જુવાળ,
હવે છેલ્લી આ તીરને સલામ.

## વિષપાન

ને ત્યાં વલોણું કરી મન્દરાદ્રિનું,
નેતરું વાસુકી તણું,
શરૂ કર્યું મન્થન દેવદાનવે
અમૃતાર્થે સમુદ્રનું.

આજન્મવૈરી મળી ત્યાં શતક્રતુ
ને ઉગ્રકર્મા બલિ શમ્બરાદિએ
વૈષમ્ય છોડી અમૃતાર્થ લક્ષ્યમાં
એકાગ્ર કીધી સહુ શક્તિ મન્થને.
ટક્યું ના સ્થૈર્ય અદ્રિનું અનાધાર સમુદ્રમાં.
અતુલ ભારથી લાગ્યો જળે મન્દર ડૂબવા.

સોત્સાહ ત્યાં નિર્દમ શક્તિ દાખવી
દેવાસુરે મન્દરને ટકાવવા
અનેકધા યત્ન કર્યાં કર્યાં છતાં
ટકી શક્યો મન્દર ના સમુદ્રમાં.

પ્રતીતિ માત્રની વાંસે સ્થાયી સત્ ભાવના રહી,
શકે તેના જ આધારે તર્ક મન્થનમાં ટકી.
તથા અનાધાર સમુદ્રમન્થને
ટકી શક્યો મન્દર ના પરાક્રમે.

હુતાશ દેવાસુર નષ્ટપૌરુષે
શું નીંદતા ત્યાં પુરુષાર્થવૃત્તિને ?

ત્યારે પીઠ પરે ધાતા અપ્રમેયપરાક્રમ
કાચ્છપ સ્વરૂપે ધાર્યો વિષ્ણુએ મન્દરાચલ.

ફરી સપાટી પર જોઈ અદ્રિને
દેવાસુરે તત્ક્ષણ યત્ન આદર્યો.
પુનઃ પ્રયત્ને જલસુપ્ત સિન્ધુને
પ્રમાથીએ મન્થનમાં કુપાવ્યો.

અમૃતપ્રાપ્તિ ના થાતાં વલોવાતાં મહાર્ણવ
વિક્ષુબ્ધ જલ કોપ્યાં ને કમ્પ્યા રુદ્ર મરુદ્ગણ.

પૃથ્વીકિનારે પરિમેખલા તૂટી,
પાતાલનાં યે તલ ગૂઢ કમ્પ્યાં;
સમુદ્રવાસી અશરણ્ય પ્રાણી
ઉદ્વિગ્ન જ્યાં ત્યાં ભયભીત ધાતાં.

અમૃતાર્થે મથ્યે રાખ્યો દેવાસુરે પયોનિધિ
ઉદ્દામ શક્તિવિશ્વાસે ખેદ–આયાસ વિસ્મરી.

અત્યુગ્રવેગે મથતાં મહોદધિ
અત્યંત વિક્ષુબ્ધિત ચંડ લોઢના
વિદીર્ણ ઉત્તાલ પ્રચંડ ઘોષમાં
ગાજી રહી વ્યગ્ર દિગન્તકન્દરા.

સર્વત્ર વ્યથતા વ્યાપી પ્રમાથિની ભયંકરા.
નિઃશ્વાસ નાખતી આર્ત ભયભીતા વસુંધરા.

ત્યાં ધૂંધવાતા જ્યમ અગ્નિકુંડથી
ગાઢાં ધૂમ્રે વ્યોમ મેલું છવાતું
તથૈવ વિક્ષુબ્ધિત સિન્ધુમાંથી
અદૃશ્ય હાલાહલ ઝેર ઉદ્ભવ્યું.

રુંધાયા શ્વાસ એ ઝેરે ને ભાંગ્યા મન્થનોદ્યમ.
મૃત્યુની ઘોર મૂર્છા શી સ્તબ્ધતા છાઈ ચોગમ.

સર્વત્રથી ભીષણ ઉગ્રવેગમાં
વંટોળરૂપે ભરડા લઈ લઈ
અભેદ્ય નીલો વિષઅન્ધકાર
ફુત્કારતો અગ્નિ વિનાશકારી.

—ને દગ્ધ શ્વાસે અસહાય દૈન્યમાં
ત્રાસી ગયાં વિહ્વળ સર્વ પ્રાણી.
અકાલ ને નિષ્પ્રતિકાર સન્મુખે
કૃતાન્તને જોઈ ગયાં અશેષ એ
શંભુને શરણે, પ્રાર્થી:–"प्रजानां अभयंकर !
पाहि नः पाहि नः શંભો હે સદાશિવ શંકર !"

આર્તસ્વરે જાગ્રત ધ્યાનમાંથી
થતાં જ વસ્તુસ્થિતિને નિહાળી

દયાર્દ્ર અંતઃકરણે સદાશિવે
કહ્યું ઉમાને કરુણાર્દ્ર-કંઠેઃ—
" અહો દેવિ ! પ્રજાનાં આ જુઓ દારુણ દુઃખને.
સિન્ધુમન્થન – સંભૂત – હા લા હ લ – પ્રકોપને.
"મારે આ ત્રસ્ત જીવોને અભય આપવું ઘટે.
પ્રભુતાનું ખરું તત્ત્વ દીનોનાં પરિપાલને.
" ક્ષણભંગુર પ્રાણોની માયા ને મમતા તજી
પ્રજાને પાળતા સંત; એ જ સદ્ધર્મ--જિંદગી.
" વિશ્વની એ વિભૂતિના કર્તવ્યે અંતરાત્મન
દીવ્ય સંતોષ લે નિત્યે પ્રજાપાલનતત્પર.
" તેથી આ કાલ હે ભદ્રે ! પ્રજારક્ષણકારણે
વિ ષ પા ન કરું દેવિ ! प्रजानां स्वस्तिरस्तु मे."

કરી શિવે ત્યાં વિષપાનની મતિઃ
વારી શક્યાં શંકરને ન પાર્વતી.
યોગાસને આરૂઢ શ્વાસ રોધી
થંભાવી હાલાહલની મહદ્ ગતિ.

સાશ્ચર્ય ભયથી થંભ્યાં પ્રાણી—સ્થાવર જંગમ.
થંભ્યા વાયુ--મહાકાશે સપ્તર્ષિ—ચેતનાનલ.
ભયાર્ત અંગ ખેંચાતાં મૂર્છા આવી દિગન્તને.
સૃષ્ટિનો ભગ્ન આશ્વાસ રોધાયો ભયદર્શને.

પર્જન્યનાં નિર્ઝર વારિ શામે

દિશા દિશાથી દડી એક સિન્ધુમાં,
ધૂમ્રેવ ગોટા ઘનીભૂત ઝેરના
આવી શમાયા શિવઅંજલિમાં.

શાન્ત જ્યોતિ પ્રકાશી શિવનયન વિષે પ્રાસ કર્તવ્ય કેરી;
દૃષ્ટાએ દૈન્યભાને અસહ્ય અનુભવી યાતના મર્મભેદી.
બોલાયો શબ્દ ના કો—વિષમ જગ વિષે મૂક આક્રન્દ વ્યાપ્યું;
શંભુએ વિશ્વવ્યાપી ગરલ કરતલીકૃત્ય કંઠે ઉતાર્યું.

. .

ફરી સૃષ્ટિ શિવના કૃપામૃતે
વિષનિર્મુક્ત પ્રસન્ન જાગતી,
શુચિ યથા વિલસે વિધુસંયુતા
ગતપર્જન્ય શરદ્‌-વિભાવરી.

. .

પ્રજાપાલનને અર્થે વિષપાન કર્યું શિવ!
નીલકણ્ઠ નમસ્તુભ્યં ચન્દ્રશેખર શંકર!

# ભાવિ વિવેચકને

कालो ह्ययं निरवधिः-કદિ ભાવિ માંહિ
હે મુક્ત ભારત વિષે ઊગતા યુવાન!
સ્વાતન્ત્ર્યપોષિત દૃગે અમ કાવ્ય કેરાં
મૂલ્યાંકનો નહિ તને સુખ અર્પવાનાં.

ના કાવ્યતત્ત્વ, નહિ બુદ્ધિપ્રભા, ખરું છે;
છે જલ્પનો અબુધ, ક્લિષ્ટ જ શૈલ્ય શૈલી.
ના આટલું તદપિ વિસ્મરજે, હું યાચું,
ભાવી કલાવિદ વિવેચક હે યુવાન!

રે લુપ્તધર્મ — પરરાજ્ય — સમાજપાશે
રૂંધાઈ પિઞ્જર વિષે ગતિ સંસ્કૃતિની.
ષડ્ આર્તિની અગણ્ય કંઠશીલા અમારે
ને ઊડવા ગગનમાં અભિલાષ ભારી.
જે કાંઈ તે અદમ પ્રાણ તણી અજંપા
આદર્શ કાજ જડ પઞ્જર ભેદવાની.
આ તો શરીર સળિયે પછડાય, પાંખો
રે નિર્વિરામ ફફડે — સ્વર દર્દઘેરા.

વસ્તુસ્થિતિ નિરખી જો સમભાવ જાગે,
અશ્રુ ડળે; લૂછી, વ્યથા વિસરી અમારી,

સ્વાતન્ત્ર્યલબ્ધ સ્વરનો અવિચ્છિન્ન મોંઘો
તું વારસો સહજ સાંચવજે બળેથી.

## વિ વે ચ ક

આવેલું કાલ ટોળું વિરલ મુજ સરે મૌક્તિકો શોધતું'તું
એને હંસો કહ્યા તેં; તરુવર! પણ આજે બીજું એ જ વાને
સેવે પઙ્કે સમાધિ, અવગણી પગમાં મેં ધર્યાં મોતીથાળ
ઝાલે છે તીક્ષ્ણ ચાંચે અદય મીનગણોઃ એ કહે પક્ષી કોણ?

# નહિ ગાઉં

જો અન્તર ઊછળશે નહીં તો નહીં ગાઉં.
જો હૈયું હલક ન આપશે તો નહીં ગાઉં.
હું કમ્પ વિના અનુભૂતિના કૈં નહીં ગાઉં.
હું દોલત દિલની વેચવાને નહીં ગાઉં.

તું વિમુખ થશે તો હું અગાડી નહીં ગાઉં.
સૂર સ્વાભાવિક દાબી બીજામાં નહીં ગાઉં.
થઈ અભિમાની મુજ વાતને હું નહીં ગાઉં.
હું માફી પાપની માગવાને નહીં ગાઉં.

જો ગાતાં ગાતાં ભાવમાં દ્રવતો જાઉં
ને ધ્યાનવિલીન મૂંગો બનું તો નહીં ગાઉં.
હું ગાઈશ તો યે આટલું તો નહીં ગાઉં
રે કંઠ રુંધાશે ભારથી તો નહીં ગાઉં.

## કર્તવ્ય–કાવ્ય

હૈયું નિચોવી કવિતા કરી ઘણી
સંતોષની તો ય ન સાંપડી કણી.

જન્મી પંખી કલરવ સુણે મુગ્ધ માબાપ કેરો,
ચોપાસેની શિરપ્રસરતી પક્ષ્મ—ઉત્કમ્પ કેરો,
મેના હંસો શુક બુલબુલો સારસો ચાતકોનો,
શાખા–પત્રે અનુપદ જતા વાયુના વીંઝણાનો.
એવા જ મેં પણ સુણ્યા રવ પારણામાં
દાદા પિતા જનની આપ્ત સહોદરોના.
વાત્સલ્ય આશ બળ ભાવભર્યા અનેરા
ઝીલ્યા સુખે સહજ કાવ્યઝરા ઘણેરા.
જતાં સમય મેં સુણ્યાં વિવિધ સિન્ધુનાં ગર્જનો,
સુધીર વનમર્મરો, સુકલ વૃક્ષનાં ઘર્ષણો,
વિહંગ—શ્રુતિરમ્ય-કંઠ, નદી નિર્ઝરોના સ્વરો,
દિગન્ત પડઘાવતા ગભીર મેઘનાં વર્ષણો,
પરોઢ તણી ઝાલરો, પહર–નાદ, ઘંટી-રવો,
બપોર બળતાં પ્રસાદ—રવ કોષ કોકિલનો,
સુદૂર પથ ખેડનાર મધરાત ગાડાં તણો
નમેલ બહુ ભારથી ન ખખડાટ ઝાઝો થતો;

વિમલ શિશુના કલ્લોલો ને કથા વ્યવહારની,
સમદ અધીરી કામિનીનાં નવાં પરિધાનની,
ત્રુટિત સ્વરમાં વૃદ્ધો કેરી સુઆન્તર આશિષો,
સુહૃદ દિલનાં આશ્લેષોમાં વળી ઉરસ્પંદનો;
મન્ત્રો સ્વદેશના, કાવ્યો, વાજિંત્રધ્વનિ વિશ્વના,
દેશાવરતણા સૂક્તો, કથા, વાર્તા, વિચારણા.

આ સર્વમાં આન્તર તાર સ્પર્શતી
કલ્પેલ મેં અંગુલિ કો અજાણની.
જોયું, ગમે ચોગમ કાવ્યચાંદની
માણી રહી એ જનતા ઉજાણી.

સરસ્વતી છે શુચિ દિવ્ય ભાવ,
ને વૈખરી છે વ્યવહારનાવ;
પ્રસાદ એનો મુજ ઓષ્ટ પે ધરું,
સુષુપ્તિથી જાગ્રત મૌનને કરું:
એ હોંસથી મેં પણ શબ્દ ઝીલ્યો
ને કાવ્યનો મર્મર મુક્ત રેલ્યો.

આછો ઘેરો ધ્વનિ ઊપડતો ઊર્મિ–પ્રસ્પંદમાંથી,
ઝૂકી હર્ષે તટતરુગણો તાલ દે ગુલ્મમાંથી,
સંવાદી ત્યાં વિહગગણનો પુષ્ટ કલ્લોલ જાગે,
આલિંગીને સ્થલ સમય જ્યાં ઊંઘતાં એક રાગે.

રે અન્તરે તદપિ કો વિષદંશ થાય,

સંતોષની ઊણપ જીવનમાં જણાય;
વ્હેવું 'અનન્તપથ ચેતનબુન્દ વેરી
તોયે ન સાર્થક થતી ગતિ સ્રોત કેરી.

અતૃપ્તિ-વેદના દુઃખે રુંધાતો કંઠ ભારથી,
ધરું મૌન, વિચારું કાં સિદ્ધિ લેશ મળી નથી?

પાસે ઊભા અરવ ખડકો દીર્ઘ બાહુ પ્રસારી,
જેમાં મારાં જીવનજળની શાન્ત શીળી પથારી;
અંકે ધારે સહૃદય, પણ ના ગીત-વાત્સલ્ય ગાય;
મૂંગો મૂંગો શિર કર ફરે, સ્પર્શતો વાયુ વ્હાય.

ને જોઉં દૂરતર વિસ્તરતી સૂતેલી
માતા ધરા પણ સ્વકર્મ વિષે રહેલી;
પોષે અખંડ શિશુ—સ્થાવર-જંગમોને:
એ યે અબોલ. નહિ હોય શું કંઠ એને?

ધુરા ખેંચે મૂંગો વૃષભ કૃષિને સાર્થ કરતો
નથી એને યે શું સ્વરવહનનો કાળ મળતો?
સરે દૂરે સન્ધ્યા વિવિધ નવરંગે વિલસતી
નથી એને શાને લગની સ્વર માટે કંઈ થતી?

શંકાઓમાં ભ્રમણ કરતી વ્યોમમાં ઊર્ધ્વદૃષ્ટિ
થંભે, તારાગણતણી લસે રમ્ય પ્રદ્યોતસૃષ્ટિ.
યાત્રી જેવી નિયત સહુની મૂક કર્તવ્યનિષ્ઠા,
ના જાણું શી અકલ સૃજને મૌન કેરી પ્રતિષ્ઠા.

નિયંતા વિશ્વનો છાનો અસંખ્ય કર્મમાં પડ્યો;
એને ય શબ્દ માટે શું અવકાશ નથી મળ્યો?

કાં તો સ્વકર્મરતને નિજ સાધનામાં
શબ્દો તણા વહનનો અવકાશ છે ના.
સત્સાધ્યપંથ ઊડનાર વિહંગ થંભી
સંકેલી પાંખ ઊચરે સ્વર—ગીત શેનાં?

રુંધાવું કાં પરિમિત સ્થળે વ્યર્થ વેરાય શક્તિ,
જો ના હૈયું અનુભવી શકે લેશ સંતોષ શાન્તિ?
સ્હેજે રે'તી ઝરણદિલને સિન્ધુ કેરી અપેક્ષા:
ચૈતન્યાબ્ધિ ચહી મનુજ લે ત્યાગ-સન્યસ્ત દીક્ષા.

આદર્શપંથ પણું એક જ સાધ્યવૃત્તિ;
સંકેલવી ઇતર વિસ્તરતી પ્રવૃત્તિ.
ત્યાં શબ્દનો વિલય દેહ થશે સદૈવ,
કર્તવ્યમાં ઊતરશે પણ કાવ્યતત્ત્વ.
રે મૌન છે અજબ સંયમ શબ્દ કેરો,
એ છે વિલોપ નહિ અન્તરનાદ કેરો.
જ્યાં મૂક થાઉં, વસુધા—વિધુ—તારલાને
સાંકેત—સ્પર્શ, પુલકે મનભાવનાઓ.

તારાઓને ફરતું સઘળે આભ ઊંડાણ છાયું,
નિદ્રા કેરું સ્વપન ફરતું ગૂઢ સામ્રાજ્ય વ્યાપ્યું,

છોળો વીંટી નિધિજળ બધે દિગ્દિગન્તે છવાયું
તેવું શબ્દો ફરતું વિરલું મૌન નિર્બન્ધ વ્યાપ્યું.

મૌનની એ મહત્તામાં ઇયત્તા શબ્દની રહી,
કર્તવ્યે મૌન ધારું તો કાવ્યલોપ થશે નહીં.

આદર્શહીણી શુભ ભાવનામાં
ખોયું ઘણું અન્ય પ્રવૃત્તિઓમાં;
કાવ્યો કર્યાની મળી ખૂબ શિક્ષા,
કર્તવ્યની મૂક લઉં જ દીક્ષા.

વહન સાર્થ કરું પથ સાધ્યમાં,
કવન સાર્થ બનો નિજ ધર્મમાં.
વિધ પ્રદેશ ભમી સ્વપ્નોન્મુખે
જઈ મળું મુજ અંતિમ સિન્ધુમાં.

હૈયાનાં સત્ત્વ નિચોવી કર્તવ્યકાવ્યમાં વહું,
દ્રવી સંતોષ—શાન્તિમાં તદ્રૂપ સુખ સૌ લહું.

# વૈષ્ણવ—ધૂન

ક્યાંથી અહો આ રવ રમ્ય વાગે ?
ત્યાં તો અહો વૈષ્ણવ—ધૂન જાગે.
ને નેત્ર સામે અહીં એકતારા
પરે ઝૂકેલા નરસિંહ મેતા.
વિશાન્ત એ અર્ધમિચેલ નેત્રે
એ એકતારા પર ધ્યાનલીન
ગજાવતા આન્તર આત્મ કેરો
સંવાદમાં સુસ ગભીર સૂર.
નાચી ઊઠ્યાં આન્તર ભાવ—પૂર.

એ ભાવસંવાદિત સૂર વાંસે
આપી રહ્યું કો કલકંઠ તાલ.
પ્રસન્ન એના રણકાર વાંસે
દૃગો તણાતી, તહીં એક બાજુ
રહું નિહાળી નિજ આત્મકુન્જે
આલેખતી શું યમુના કિનારે
રાસે રમે મોહન, ઘૂઘરાના
જાગી ઊઠેલા ઠમકાર સાથે
બજાવતી ઉન્મદ મંજીરાંને
મીરાંતણી સૌમ્ય પ્રસન્ન મૂર્તિને.

ત્યાં તો કથાકારતણો સુણાય
વાણીપ્રવાહ શ્રુતિરમ્ય સ્વસ્થ
ગભીર ધીમો. નિરખું ઉતાવળે
ત્યાં ભવ્ય ને વૈષ્ણવચિહ્નયુક્ત
સોહાય પ્રેમાભટનું લલાટ.
ને સુવિશાલ એની
શિખાતણો શ્યામળ બેય બાજૂ
સુવર્ણસ્કંધે ઢળતો કલાપ.
(કથાસમાપ્તિ પછી સાવ સૂંગી
બાજુ મહીં માણુ હતી પડેલી.)
સુગૌર એના કરમાં રમંતી
બજી રહી'તી કરતાલ ધીમી,
ધીમી છતાં સ્પષ્ટ; નજીક મંજીરાં,
તંબૂર; આ ભક્તની ધૂન જામી.

ત્યાં ધૂન વાંસે સ્વરના અનુક્રમે
ઉન્માદનું ઘેન ઉરે જગાવતો
કો ગીતનો ઢાળ વહે; નિહાળું
ત્યાં તો દયારામની શબ્દમાધુરી
આમન્ત્રતી શું ગરબી ઉતાવળે!
ઝૂલી જરા અંગરખું ઊડે ને
છેડા ઊડે ખેસતણા સંગર્વ,
લાલિત્યઘેલા કર નૃત્ય લેતા

તાલી લઈને રમતા હવામાં.
ને એ દયારામની નૃત્યકાયા
જમાવતી રાસની મોહમાયા.

ધીરો અખો પ્રીતમ સર્વ સંગે
ધસી રહ્યા; ભક્તકવિ નિહાળું.
સહસ્ર આ ભક્તની રાસમંડળી
ફરી રહી એ ગરબી વિષે; સુણું
"મુરારિ તારું વ્રજધામ વ્હાલું—
—જાવું નથી વૈકુંઠ;" એ જ ધૂનમાં
સહર્ષ સંયોજિત ભક્ત ઘૂમતા.

નજીકમાં ઝાંઝપખાજ બાજે,
પડે ધીમેથી પદ ઠેશ—તાલમાં.
સૂતેલ જાણે ઝણુકાર રમ્ય
એ ઘૂઘરાના અવિરામ નૃત્યમાં.
તાળી હજારો તણી એકસામટી
સાથે પડે, એક જ ભાવ ધૂનમાં
અસંખ્ય અન્તઃકરણો દ્રવી જતાં.
સિન્ધુ પ્રતિના યમુનાપ્રવાહમાં
પ્રત્યેક એ સીકર જાય વ્હેતું
તથૈવ આરાધન કૃષ્ણનું થતાં
દ્રવી રહ્યું અન્તર એકમેકનું.

રમે દયારામની રાસલીલા
ને રમ્ય મીઠી કરતાલ બાજે,
બજે ઉરે પ્રેમળકંઠ મંજીરાં
ને પ્રાણનો તંબૂર મન્દ્ર ગાજે.
સુભવ્ય ઊઠે સ્વર ભક્તગીતનો,
સુરમ્ય ગાજે યમુનાપ્રવાહ,
તે પાર—ક્યાંથી? અતિ દૂર દૂરથી
સુરમ્ય સૂરાવટ મંદ મંદ
બંસીતણી વ્યાપક તો ય આછી
નેપથ્યમાંથી—
અસ્પષ્ટ કે સ્પષ્ટ વહી રહી. ઉરે
રે કમ્પ જાગે—પ્રતિનાદ જાગે.
ત્યાં સ્વપ્નવદ્ દર્શન જાય વ્હેતાં.

રે ધૂનના શબ્દ સુણાય માત્ર
ને નેત્ર સામે શતલક્ષ મસ્તકો
લળી જતા ભક્તતણાં સરી જતાં.
ને વસ્ત્રછેડા ફરફરી ઊડી જતા.
નિમેષ નેત્રો મિચું કે ઉઘાડું.
ત્યાં ફેરવાઈ ગઈ રંગલીલા,
સૂનો પડ્યો વ્યાપક દેશ સારો:
પડી રહ્યાં કેવળ ચિહ્ન રાસનાં.
રે રંગભૂમિ પર ઝૂલનારી

હોલાઈ જ્યોતિ ગઈ હાંડીઓની;
સર્યાં સરંજામ મહોત્સવોના.
પડ્યાં રહ્યાં પુષ્પ હવે સુકાયલાં.

આનન્ત્યના પ્રેરક આદિ તત્ત્વને
સંશોધતી માનવ—ભાવનાની
અંતસ્થ આજીવનભક્તિનાં પદો
થઈ ગયાં લુપ્ત—સરી ગયા સ્વરો.
રે ભક્તિની આન્તર આર્દ્રતાનાં
અચાનકે નીરવ મંજીરાં પડ્યાં !
તંબૂર કે આ કરતાલ સાજને
સ્પર્શે ન શાને કર આજ કોઇના ?
રે રાસલીલા !
ગઈ રંગલીલા.
રે રાસ ક્યાં ? ક્યાં કરતાલ મંજીરાં ?
રે પ્રાણનો તંબૂર શોધવો ક્યાં ?
ને રાસલીલા પ્રકટાવવી ક્યાં ?
ક્યાં ?

# ગુર્જરી ગિરા

પૂર્ણ વ્યાખ્યાન જ્યાં મારું 'ગિરા–ગુર્જરી'નું થયું
કોઈ જિજ્ઞાસુએ આવી રજા માગી શરૂ કર્યું:—

"મને આ થાય છે શંકા, ફાલ્યું સાહિત્ય આપણું!
ભાસે ના સત્ય હે વક્તા પ્રતિપાદન આપનું.
કહ્યું આપે વધ્યાં કાવ્યો ને કવીવર એમનાં,
સામાજિક વિચારોની યે છલોછલ કંડિકા.
રાજ્યપ્રકરણો કેરી આવી જાગૃતિ ચોગસે,
પિછાન્યો ધર્મ–ને કાં તો આત્મથી આત્મને હવે
જાણશે–જે કહ્યું આપે તે મેં એકાગ્રચિત્તથી
સુણ્યું, કિન્તુ મને એથી સમાધાન થતું નથી.
દૃષ્ટાન્તો લેખકો કેરાં, નામાવલિ ય ગ્રન્થની,
–નિર્દેશ્યાં જે તમે તે મેં વાંચ્યાં છે ખૂબ ધ્યાનથી.
પરન્તુ 'ગુર્જરી વાણી ફાલી ચેતનવન્તી, ને
પુષ્પો ને મઞ્જરી મ્હોર્યાં, વ્યાપી પૂર્ણવસન્ત', એ
સત્ય કથન ના લાગે—લાગે કેવળ અન્યથા;
ગિરા ગુર્જરીને પ્રાણ નથી—છે પ્રતિમા શીલા."

"શી રીતે સુજ્ઞ છો આપ તો ય શંકા કરી રહ્યા?"
પૂછું હું ના જ ત્યાં તેણે પુનઃ શબ્દો શરૂ કર્યા:–

## ભવાઈ

વેશ લઈ રાધાકૃષ્ણતણા ને રાસલીલા સરજાવી,
આપણ બેઉએ રંગ રાખ્યો ને ભારે જામી ભવાઇ.
મટુકી લઈ તેં કામણ કીધાં, મેં લઈ બંસી બજાવી;
"રંગ ભવાયા," "રંગરાધિકા," લોક રહ્યાં હરખાઇ.
ગુલછડીનો ગજરો ને અંબોડલે ડોલર જાઈ,
હાવભાવે તું રંમતી ચાલે, ઘેર જતો પથરાઈ:
ઘૂઘરા ઘેરા ઠંમકે તાલે, ગીત રહ્યાં ઉભરાઈ;
નેણ રમે ને વેણ પડે ત્યાં જોનાર જાય ઘવાઈ.

મોરમુગટ ને હાથમાં બંસી એક પિતાંબર ધારી
ગોપીના પ્રેમને યાચતો પાછળ પાછળ જઉં ભિખારી.
ભીખ શેની આ સંમજે તું ને વેશ રહ્યો ભજવાઈ,
નેણલે તારે ખ્વાર થઈ ત્યાં ફેંકાય પૈસો પાઈ.

રાસલીલા થઈ પુરી અને જ્યાં માગની લીધી થાળી
રાજમારગમાં ભરમેદનીથી લોક રહ્યાં વિખરાઈ.
આપણ દોડ્યાં, ઘૂમી વળ્યાં એ માગતાં મેદની સારી,
એક ડોશીમા પૂછે "હતા શું જારના કૃષ્ણ ભિખારી?"
"માંકડા જેવું નાચવું માડી! કૃષ્ણ કરે ન ભવાઈ.
નાથઉદરમાં ચૌદ બ્રહ્માંડો, મારું તો ખાલી ખાલી.
ભિખારી છું જો કાન નથી, ગણો કાન તો છું વરદાઈ,

આપજો માડી કૃષ્ણને નામે આ છે પ્રેમસગાઈ."

મોડી રાતે પછી સાજ સમેટયા, ગણી તેં દિનકમાઈ,
ત્રણ દિ'ની ઠીક દમડી પાકી આંખ છતાં છલકાઈ;
" યૌવન જાયે, રૂપ ઘસાયે, આશ જતાં ચીમળાઈ;
જીવન જીવવા દિન મળે ના: કરવી નિત ભવાઈ.
લખમીનાથે આનંદ કાજે રાસલીલા અવતારી,
આપણ બેઉએ પેટને માટે વેઠની કરી ભવાઈ.
પ્રેમ હશે, મનમેળ હશે એ વાત જવી જ વિસારી,
વેશને યાદ કરી રે રંજવાં મેદનીનાં નરનારી."
"પ્રભુજીએ ઠીક કર્યું નહીં તો કઠિન કાળમાં પ્યારી !
જુગાર ખેલતાં રોટલા વાંસે ક્યાં ક્યાં ફાવત કારી ?
ભૂખના દુ:ખને શીદ ગાવાં જ્યાં પ્રાણ આ જાય સુકાઈ ?
દેહ ટકે તો રોટલો માગે એમાં શાની નવાઈ ? "

"રોટલા માગે પેટ, ખરું: મેં શોખ દીધા છ વિસારી.
વેશને યે નિત રોટલા જોયે વાત વિપદની ભારી."

"રે'વા દે, રોદડાં રો મા, નહીં તો નીંદ જશે વિખરાઈ,
આવતી કાલે રાસલીલાનો રંગ જશે બદલાઈ.
જીવશું જીવન વાત તે દિ'ની અંતર આજ દબાવી
વેશ લઈ લોક રંજતાં સાથે કરી લઈએ ભવાઈ."

## સન્યાસીની કથા

સતજુગના સન્યાસી વૃદ્ધે છોડી આત્મસમાધિ;
કળજુગના પાચક પવનોથી જાગી ઉદરઉપાધિ;
ભિક્ષાન્ને બૂઝવવા વ્યાધિ જગની યાત્રા સાધી.

પંથ જતાં રસ્તામાં વાડી દેખી તેમાં પેઠો,
અર્ધસુકાયલ તરુવર હેઠળ ધામા નાખી બેઠો,
દંડ મૂકીને હેઠો ધાર્યું 'આવ્યો અહીંયાં નેઠો.'

વાડી વેલા છોડ કને જ્યાં એણે ભિક્ષા માગી,
ખડખડ થાતાં તરુવેલામાં તુર્ત મશ્કરી જાગી;
"રે વૈરાગી, અમે અભાગી ભૂખ તને શી લાગી?
વાડીના વેલા અમ; જ્યારે ક્યારે નીર સરે છે,
એકાંતર કૂવાનાં પાણી અમ કાયા પોષે છે:
મૂળે કૂવે જળ શોષ્યાં ત્યાં કહે અમે શું કરીએ?"

"અરે" કહીને સન્યાસીએ કૂવે ડોકિયું કીધું,
ખાલી તળિયે કૂદી દેડકે સ્થાનક બીજે લીધું,
સન્યાસીએ જાણ્યું પાણી વાડીએ શું પીધું.

કૂવાના શોષણનું કારણ કલ્પી એ તો ચાલ્યો,
આથડતાં દિન એક શ્હેરના રાજમાર્ગ પર આવ્યો,
થયું "આજ તો ફાવ્યો," ફરીને ભિક્ષાન્ને જીવ ગાળ્યો.

ઘેર ઘેર એ રખડયો, સહુએ પાણીચું બતલાવ્યું;
“ ભિખારા આવે છે આવા ” કોક કટાણે બોલ્યું. ૨૦
સન્યાસીને લાગી આવ્યું. ધર્મે મંન મનાવ્યું.

“ તાણી તોષી પેટ ભરું છું નહિ તો તમને આપું.”
કો બોલ્યું “હું ધરમ ધરું પણ ફળદાતા ના ભાળું,
કહો સન્યાસી, હું આપું કે હું તમ પાસે જાચું ? ”

ભૂખ્યે પેટે સન્યાસીનો ક્રોધ તાળવે પેઠો,
નગર તજી કો દૂર ભાંગલાં મંદિરમાં જઈ બેઠો,
ત્યાગી દંડ પલોંઠો વાળી કર્યો દેવને બેઠો.

“ ઊઠ. હવે તવ કૃપા વિહોણી જગવાડી કરમાણી,
દયા ઝરા સિંચીને તારા કરું વિશ્વમાં લ્હાણી; ”
બોલ્યો ક્રોધ કરીને વાણી “ નહિ તો પીલું ઘાણી. ”

રાત ગઈ, દી ઊગ્યો દેવે બદલ્યો ના નિજ મોરો,
સન્યાસીએ દંડ ઉપાડ્યો “ રહી ગયો છે કોરો
શીકું ? જાવા દઉં છું: શેણે જીવ થયો તુજ ઓરો ?
દુનિયાનો તું પાલક પોષક રસરેલંતો કૂવો,
રાખું નૈં સૂકે તો. તું તે કઈ વાડીનો મૂળો ?
નહિ મળવાનો પૂળો, છો ને જગરાજા તું હૂવો.”

‘ સિંચનારની ખોટ નથી, છે મૂળ મહીં ગોટાળો,
પ્રથમ ખાટલે ખોટ પડી કે નથી એમને પાયો,

કૂવો સૂકયો ઇશ્વર સૂકયો મળશે ક્યાં એ તાળો ?'

એ અનુમાને નિશ્ચય કીધો 'વર્ષણમાં છે ગોટો.
જળ વરસાવું બંબાધારે આવે સહુમાં કોંટો'.
" દેવ નથી તું છોટો, સાંભળ સાદ કરું છું મોટો.
"છત્તર તારાં તોડી ફેંકી નભતળમાં તું રે'જે;
વરસાવિશ જળ નવલખધારે ઉન્મુખ થઈ એ પીજે,
હરખે દુનિયા આખી એવું વરતન ડાહ્યા કરજે."

જટા અને દાઢી ખંખેરી સન્યાસી ઊપડિયો,
વાત અધૂરી થઈ પૂરી ત્યાં. અહીં કૂવામાં પડિયો
વાડી વેરે શબ્દ ઉચરિયો "કૂવો જળે શું છલિયો ?"

કમાડ વાસ્યાં વિશ્વે બ્હારે દેવ નહીં નીસરિયો,
'સતજુગ આવો','સુખધન આવો' પુકાર વિશ્વે કરિયો,
અધવૈશાખે ખરે બપોરે એનો ડંકો પડિયો.

## કિંમત

વેડફાઈ જવા દેવી જિંદગી કેમ તે બને ?
વટાવું રૂપિયો પામ્યો હું સોળે સોળ આનીએ.

# દૂતનિયોજન

સંદેશાર્થ ન મેઘ હંસ જેશીને તું દૂત કે'તી પ્રિયે!
સૂનો વાસ વિલોકતાં મુજ હીણો સ્નેહાર્દ્ર હૂંણુ ઉરે
જે થાશે અનુભાવ એ જ સહુ છે સંદેશ, જે તું હીણો
એકાકી સમજી બરાબર શકું દાઝયો વિયોગાગ્નિનો.

# ડોલરિયો

એક સમે હરિ આવિયા લઈ ડોલરિયાનો છોડ,
"લો ગોપિ, રોપજો આંગણે આ, ફાલશે છોડ અજોડ."
"છોડ રોપી હું શું કરું ?" મેં કહ્યું "સુણો હરિરાય,
એકલ હું મારે આંગણે એનો ફાલ નકામો જાય."
"ગોપિ ! ન ઓછું લાવશો," કહે હસી હરિ તે વાર
"આશ ધરો, નહિ જાય એ અવસર વ્યર્થ લગાર."
છોડ રોપ્યો મેં આંગણે, થયો ગાંડીને વિસવાસ;
ફૂલ ખીલ્યાં. પછી શું કરું ? મારી જાય ઉજાગરે રાત.
ગઈ ઋતુ, ખરી પાંખડી, ધિક્ ડોલર તારી સુવાસ.
એક પછી એક ઓસરી ગઈ અજવાળી ગ્રીષ્મની રાત.
છોડ રોપાવ્યો આંગણે શિદ આપી અજુગતી આશ?
ફાલ સમે નહિ આવી તમે મારે પ્રાણ ડસાવ્યો નાગ.
મારે ન કારણે આવશો હરિ ! ડર રાખ્યો'તો એમ;
ડોલર કારણે ના'વશો એવી નો'તી રાખી મેં નેમ.
હરિલોચનના પ્રેમમેહુલિયા ઝંખતો ઊમટ્યો ફાલ,
ના'વ્યા તમે, લુખ્ખાં વાદળ જોઈ સંકેલે પ્રાણપ્રસાદ.

# મીરાં

ઊડાં મંદિર ઊંચા ઘુમ્મટો રે લોલ !
મહીં ગાજે ઝાલરના નાદ રાજ,
મીરાં બજાવે મીઠાં મંજીરાં રે લોલ !

ભીને પ્રકાશ ઝગે હાંડીઓ રે લોલ !
ધૂપની સુગંધ–સેર વ્હાય રાજ, મીરાં૦

ગાજે મૃદંગ શંખ નોબતો રે લોલ !
બજે તંબૂર ને ઝાંઝ પખાજ રાજ, મીરાં૦

રાધા ને કૃષ્ણ ઝૂલે મંદિરે રે લોલ !
સ્થિર મીરાંને ઉંબરે પ્રસાદ રાજ, મીરાં૦

ઝૂલે ઉલ્લાસભરી આરતિ રે લોલ !
ભક્ત મીરાંને પ્રાણ ધબકાર રાજ, મીરાં૦

મીરાં કહે છ 'પ્રભુ ગિરધરના ગુણ ગાઉં,
આપોજી ભાવભીનો કંઠ રાજ,'
મીરાં બજાવે મીઠાં મંજીરાં રે લોલ !

## હોળી

હું તો રંગે રમું ને રંગાઉં છું રે.

હું તો દોડી ઉગમણી ઉષા રંગવા રે,
મને તેડે કુમકુમને ઉછંગ;— હું તો રંગે૦

વેરું ઉદ્યાને પચરંગી ફૂલડાં રે,
મારાં વીંટાતાં પમરાટે અંગ;— હું તો રંગે૦

મારી નિર્મળ કૌમાર કેરી ચૂંદડી રે,
મહીં વેરાતા મેઘધનુષ-રંગ;— હું તો રંગે૦

હું તો રંગે રમું ને રંગાઉં છું રે.

# આશ હતી—

રાગ : ભીમપલાસ. ત્રિતાલ.

આશ હતી, આશ હતી,
એક વસન્તની આશ હતી.
આશ હતી—

શુષ્ક ઊભી જીવનવનરાજી
પલ્લવની અભિલાષ હતી,
અભિનવ પુષ્પપરાગની નિર્મળ
યૌવનની મધુ-પ્યાસ હતી:
આશ હતી—

મૂક ઊડાણુ પડ્યાં, તરુગુલ્મમાં
કોકિલની અભિલાષ હતી,
સુપ્ત સદા અન્તર-સરિતામહીં
એક જ ઊર્મિની આશ હતી:
આશ હતી—
એક વસન્તની આશ હતી.

# વસન્તેચ્છા

રાગ : માલકોશ. ત્રિતાલ.

ફરી આજ વસન્ત ઘર આવી રહો.
મારે આજ વસન્ત ઘર આવી રહો.

જીર્ણ થયાં તરુવિટપ વિટપ પર
પલ્લવ પુષ્પ છવાઈ રહો. મારે આજ૦

મઞ્જુલ પરિમલ–પૂર્ણ સમીરણ
ચે તં ન–સી ક ર રેલી રહો. મારે આજ૦

કુસુમ વરસભર કો કિ લ કં ઠે
પંચમ સૂર વ હા વી રહો. મારે આજ૦

નિર્જન શૂન્ય હૃદય મંદિરિયે
પરિચિત પદરવ છાઈ રહો. મારે આજ૦

ફરી આજ વસન્ત ઘર આવી રહો.

# ભ્રમરને

કમળ મૃદુલ ખીલે; દૃશ્ય જોનાર જોશે.
પરિમલ પણ એનો શ્વાસ લેનાર લેશે.
તદપિ પ્રણયઝંખાઠસ્પર્શસંતૃપ્તિ કેરી
મધુકર! અધિકારી તું વિના કોણ થાશે?

# અનુભૂતિ

ઉન્માદી: કૂજનો જે તરલ વિલસતાં ગ્રીષ્મમધ્યાહ્નકાળે,
તે તો તારા જ સૂરો, થતી પરભૃતિકા માત્ર તેમાં નિમિત્ત.
પત્રે પુષ્પે વસન્તે પરિમલવસને તું સ્વયં મસ્ત ખીલે,
નાચે, લ્હેરે પ્રસન્ન સ્મિતરમણુ મહીં: વૃક્ષ તો નામ માત્ર.
જાતે તું મન્દ્ર ગાજે, નહિ જ જલધિ એ સ્નિગ્ધગંભીર ઘોષે;
નક્ષત્રો રાસ ખેલે નહિ, પદ–ઘૂઘરા રાસ તારે જ બાજે.
સ્રષ્ટા! સંગીતકર્તા! તવ કવન મિષે સૃષ્ટિનો શબ્દ તારો:
હું જે ગાઉં ઉચ્ચારું તવ જ સકલ તે, શબ્દ એકકે ન મારો.

તેં તારું ગીત ગાવા નિખિલ સૃજનની એક વીણા બનાવી,
ને ત્યાં સ્વે સ્વે સ્વભાવે સહુ રણઝણતા તાર સાંધેલ કોટી.
બંધાયો તાર હું યે નિયત રવ પૂરું અંગુલિસ્પર્શ પામી,
સંવાદી ગીત તારી રુચિ–અનુસરતું ઊઠતું ભવ્ય ગાજી.
છો ત્યાં સામર્થ્ય તારું, અનુપમ ગીત ને તારઝંકાર તારો,
કિન્તુ વાંસે સુરીલો અનનુભૂત તને કમ્પ તો માત્ર મારો.

# ગાણું

મારી કોકિલે આશાનું ગીતડું
વસન્તભર ગાયા કર્યું, ગાયા કર્યું.
રાતરાણીએ ફૂલ ફૂલ ફાલી
વસન્તભર મ્હેંક્યા કર્યું, મ્હેંક્યા કર્યું.
પુષ્પ પલ્લવ ને મંજરી શાખે
સમીરસંગ ઝુલ્યા કર્યું, ઝુલ્યા કર્યું.
શશી સામે નિષ્પંદ આ ચકોરે
પૂનમભર જોયા કર્યું, જોયા કર્યું.

મારી આશાનું ઊગતું દિગન્તે
વાહોણલું વાયા કર્યું, વાયા કર્યું.
મૂક હૈયે સ્પંદન એક જાગ્યું
જીવનભર ઝીલ્યા કર્યું, ઝીલ્યા કર્યું.
દિવ્ય લાધ્યું અજાણનું અમોલું
સંભારણું આવ્યા કર્યું, આવ્યા કર્યું.
ચડ્યું હૈયે બહુ દિન આજ ગાણું
ઉમંગભર ગાયા કર્યું, ગાયા કર્યું.

## અંજલિ

દિગન્તના દૂર કમાન–ટોડલે
ઔત્સુક્યઘેલાં નયનો જડીને
તું વાયુ! વેગે પથ જાય કાપતો,
આદર્શસાન્નિધ્ય–સમીપ ધાતો.
ને પુષ્પ હું ઉજ્જડ માર્ગમાં પડ્યું
જો દૈવયોગે પદસ્પર્શ પામું
તો પ્રાણની ભૂક પરાગ મારી
ખંખેરતો ના રજલિપ્ત પાયથી.
પ્હોંચી અધીરો ખખડાવશે તું
આદર્શના અંતિમ પ્રાસદ્વારને
ત્યારે સુખે એ પગથાર દ્વારમાં
દેજે વહાવી મુજ પ્રાણગન્ધને.
સિદ્ધિ ત્યહીં ઉભય સ્થાવર–જંગમોની;
છો કલ્પના અબુધ હું સમ સ્થાવરોની.

# નિસર્ગ

મનુજ હું મુજ કામ-ધમાલને
નિમિષ એ પણ ના વીસર્યો હતો,
શિથિલ ચેતનની ફરી જાગૃતિ
નિમિષ જરા ફરવા નીકળ્યો હતો.

વિજન નીરવ પન્થ—સરોવરે
શ્રમિત હું ફરતાં અટકી ગયો.
દૂરગામી તૂટી સ્વાર્થકલ્પના;
નવલદર્શન—તલ્લીન હું થયો.

વિલય સાન્ધ્ય થતાં રજનીમુખે
કિરણ વાદળીએ ન જવા દીધાં;
પુનિત રશ્મિપ્રસાદ ચહી ચહી
સરવરે પ્રતિબિમ્બ ધર્યાં હતાં.
પવન આ પગલી કરતો વહે,
મૃદુલ સાળ તરંગની ઊપડે;
કમલવૃન્દ ઝૂકે રસતાનમાં,
તટતરુગણ મઞ્જુલ મર્મરે.

પણ અચાનક ત્યાં વપુષા સરી
રજનિ આ વનરાજી વિષે થઈ:

મૃદુ વિહંગની સંગીતમાધુરી
પવન–પલ્લવમાં વિરમી ગઈ.

ત્યાં નીલ કો દૂરની ટેકરી પે
ચ્હડી હસે પૂર્ણ શશાંક ધીમું:
એકીટશે લોલુપ દૃષ્ટિ માંહે
સૌંદર્ય ને ચન્દ્રપ્રકાશ ઝીલું.

ત્યાં કંઠ, પાસે સહસા સુણાતો
ચકોરનો કોમળ વ્યગ્ર તીણો:
સમ્બન્ધની કો અવિબન્ધ શૃંખલા
નિસર્ગમાં ગૂઢ બધે રહી છે!
એ જ્યાં વિચારું ત્યહીં ચન્દ્ર કેરી
સ્મરું વિયોગી કુમુદી સમીપની.

પાછું ફરીને નિરખું જરા ત્યાં
જોઉં અરે એ મનભંગ દૃશ્ય.

હું ચન્દ્રનો રમ્ય પ્રકાશ ઝીલું
ને શ્યામ મારી પડછાંય પાથરું.
એ શ્યામ લંબાયલ દૂર છાંયમાં
અજંપ ઘેલી કુમુદી નિહાળું.
એ છાંયમાંથી નિજ ડોક ડોકવી
શશાંક કેરું મુખ ન્યાળવા મથે:

ખસી જતો તુર્ત હું એક માર્ગ,
સંયોગ સાધે કુમુદી શશાંક.

એ દૃશ્ય જોઈ ડગલું ધરું ત્યાં
તૃણાંકુરો પાદ તળે નિહાળું.
'હું કોણ?' આવે સહસા વિચાર,
નિસર્ગનો હું હણનાર માનવી.

તૃણાંકુરો પાદ તળે દબાવું
ને ક્લિષ્ટ મારાં પદચિહ્ન કોરું.
મનુષ્ય હું : ના સ્થિર સ્થાન મારે
હું સર્વનાં સ્થાન જઈ ઉખેડું.

નિસર્ગની નિર્મળ તારતન્ત્રીથી
છૂટો પડી કો રવ ગુંજતો ગયો;
પ્રમાણ એ તાલતણું તજી દઈ
અહંત્વમાં એકલ માનવી થયો.

નિસર્ગ! હે સર્જનની જનેતા,
તારો તજી વત્સલ પુણ્ય ખોળો
સ્વાર્થાન્ધ થૈ ધૃષ્ટ સમુદ્ર ડોળ્યો.
ઉત્પન્ન જાતે કરી ઝેરનો ઝરો
નિર્દોષ ત્રાતા શિવસન્મુખે ધર્યો.

રે હે વિધાત્રિ!

કલ્યાણદાત્રિ ! શ્રમહારિ ! તારાં
ઉછંગ–માધુર્ય ગ્રહી શકું ના.
દિશા દિશાથી તવ પ્રાણગંધના
સમીરસ્પર્શો સમજી શકું ના.

આશ્વાસમાં હું લઉં છું સુવાસ,
નિઃશ્વાસમાં છે પરિતાપ છાના.
કમ્પી રહું કોઇ નિગૂઢ સ્પર્શે,
સંગીત તો યે કવું માત્ર સ્વાર્થનાં.
જન્મી ઝીલું ચેતનનૃત્ય તારું
ને મૃત્યુ વેળા જડતા પ્રસારું.

ભોક્તા મટી, માનવદર્પ ભૂલી
નિસર્ગનો બાળ બનીશ ક્યારે ?
સમષ્ટિના વ્યાપક ચેતનાબ્ધિમાં
અલિપ્ત હૈયું દ્રવવાનું ક્યારે ?

નિસર્ગ ! હે માનવની જનેતા !
નથી નથી સ્તન્ય મટી ગયાં અમે.
તારે ઉછંગે ઊછરન્ત માનવી
ઉવેખશે કેમ જ ભદ્રદાયિને !

પતંગિયું થૈ રમું પુષ્પઅંકમાં,
તૃણે તૃણે થાઉં તુષારબિન્દુ.

વિહંગ-કલ્લોલ-પ્રમોદનો સદા
સાક્ષી સમો હું પ્રતિકમ્પમાં કવું.
તારા જ એ પુષ્પિત પલ્લવાન્તરે
મારું સદા જીવનજંપ નીડમ્.

## આથમતો પૂર્ણચન્દ્ર

સંકેલી પાંખ સરમાં મકરન્દભીની
જેવો ઢળે શિથિલ પાણ્ડુ સુવૃદ્ધ હંસ;
તેવો જ દીન ગતયૌવન ક્લાંત ફિક્કો
સ્વર્ગંગમાં ક્ષિતિજલગ્ની ઢળે શશાંક.

## ધ્રુવને

ઘૂમે નક્ષત્રમાળા, અનવરત અશેષે ઘૂમે સર્વ તારા,
ઘૂમે સ્વર્ગંગ, ઘૂમે ગ્રહ ઉપગ્રહ ને સૂર્ય સોમે નિરાળા:
બ્રહ્માંડે એક એમાં અવિચલ ધ્રુવ! તું શાન્ત એકાન્ત ખૂણે
અન્તર્ધ્યાને વિરાજે, સુનીતિસુત અહો બદ્ધપદ્માસનસ્થ!
સ્પર્શે સ્થાને ન તારે રજતમગુણના ચિત્તવૃત્તિસમીર,
હૈયે તારે અલિપ્તે અવિરત ઝળકે સચ્ચિદાનંદ-દીપ.
રાહૂ ના, કાળ ના, ના પ્રકૃતિગતિ ત્યહીં, હે પ્રશાન્ત પ્રસન્ન!
વાંચ્છું એ સ્થૈર્ય તારું વિમલહૃદય હે સિદ્ધઆદર્શ! દિવ્ય.

કિન્તુ મારે નસીબે અનવરત હજી વિશ્વમાં ઘૂમવાનું
આશા તૃષ્ણા પ્રયત્ને અડગ, પરમ આદર્શને પામવાને.
તું મારું લક્ષ્ય; કિન્તુ નહિ જ વિરમું જો થાઉં ના પૂર્ણકામ.
સિદ્ધિ ના—સાધ્ય ના—તો ધ્રુવપદ ક્યહિં? હું માનું છું આટલું કે
તું જેવો પ્રાણ રાખું દૃઢ અફર પછી તુચ્છ છે સ્થૈર્ય અન્ય;
છો મારે લાખ તારા સમ રઝળવું સોત્કંઠ આદર્શપન્થ.

# कर्मण्ये

ઉઘાડાં આભની નીચે પથિકાશ્રય – ઓટલે
જાગતો પાછલે પ્હોરે નિશ્ચન્દ્ર ગ્રીષ્મરાત્રિએ.

રહી ઝાઝી નથી વાર સવાર હમણાં થશે.
હવે ગોંધાઈ ના રે'વું વળી ભીંજેલ ઓઢણે.

ગૃહેગૃહ બધાં જાગ્યાં, જાગ્યા છે રવ ઘંટીના,
ઘંટીએ ઘંટીએ જાગ્યાં ગીતડાં ગૃહિણીતણાં.

ગોષ્ટમાં ઘંટડી જાગી, જાગી મંદિરઝાલરો,
આંબાવાડીતણી સેજે જાગ્યાં કોકિલકૂજનો.

ઊઠું. આમ પડ્યા રે'વું પ્રવાસે પાલવે નહીં.
વ્હેલું જો ડગલું માંડું વ્હેલું પ્હોંચાય તો ખરું.

તુર્ત હું શિર માથેથી પછેડી દૂર ખેસવું,
ગાઢ નીલું શિરે ભવ્ય આકાશ વિસ્તરી રહ્યું.

ચંચલ કૂદતી મુગ્ધ બાલા શી પૃથિવીતણી
દોરી સ્વર્ગંગની શુભ્ર ક્ષિતિજે ઊતરી જતી.

વિધવિધ ભમી વિશ્વે સ્કંધે કાવડ ટેકવી
જતો શ્રવણ આ અન્તે ક્ષિતિજપથને તજી.

ગુરુ જાતે બની શિષ્ય વાંસે શ્રવણની ધસે,
યાચતા સત્ય-જ્ઞાનાર્થ નમ્ર નિસ્તેજદર્શને.

રેવતી અશ્વિની ભણીં  કૃતિકા સંગ રોહિણી
પ્રિય ચન્દ્રતણી શોધે  અનન્તે ઊડવા ચ્હડી.

ધ્રુવ સપ્તર્ષિ ને અન્ય  સહસ્રશત તારકો
નભની નીલિમા-અંકે  સ્વચ્છંદે ગબડી રહ્યા.

અનન્ત સાધ્યને પન્થે  સ્વકર્મરત યાત્રિકો
પળતા તેમ તારાઓ  ચમકી વિલસી રહ્યા.

ને આ વિશ્વે મૃદુનીલ  અખંડ નભઉરની
અજાણ મુગ્ધ સંવાહી  માધુરી નીતરી રહી.

ત્યાં કો તારો ખર્યો એચૂ  ગયો એકાએક અપંથમાં,
લિસોટો તેજનો લાંબો  લંબાયો અવકાશમાં.

અને નિશ્ચલ ત્યાં પાછો  તમાહીન અગસ્ત્ય કો
કરાલ પૂર્વની પેઠે  અન્ધકાર ફરી વળ્યો.
તારા! તું તો ગયો ગયો.

જોઉં છું ક્ષણની તારી  કર્તવ્યપૂર્ણ જિંદગી
ટકવા પૂર્ણ દે તેમ  કૃતાન્ત કાળ છે નહીં.

ઝગતાં લાખ તારા ને  વીંટી વિશ્વ સમસ્તને
સર્વનાશી રહ્યો ગાઢ  અન્ધકાર ફરી બધે.

ને મારી આસપાસે આ  વડ, મંદિર, ગામડું,
સરિતા, ખેતરો, પૃથ્વી  સર્વ કો નિજસાધ્યનું
સઆશ કર્મ સાધે છે:  ન જાણે કાળની ગતિ.

ખીલતાં પુષ્પ છો તાજી પરાગ પવને ભરો:
ક્યાં સુધી ક્યાં સુધી તો યે તમારી જિંદગી કહો ?

આંબાવાડી વિષે શાખ વણુપાકી ખરી પડે,
વેડફાઈ જતાં ક્ષેત્રો તીડ ને વૃષ્ટિ તાપથી.

સામે જ સરિતાતીરે ખવાતાં ડાળ પાંદડાં
ભોં ભેગો વડલો થાતો હજી બાળ-કુટુમ્બમાં.

ગામને ગોંદરે ઊભું પ્રવાસગૃહ આ પણ
ઘસારો કાળનો ઝીલી ડગુમગુ થઈ રહ્યું.

વસેલાં આજ આ ગામો સૂનાં ખંડેર શું થશે ?
સૂકાશે સરિતાવ્હેનો ? શું થશે, શું નહીં અરે ?

ગઈ કાલે જ આ દેશે કોડ સામ્રાજ્યના ધરી
મરાઠા ધસતા સૂતા પાણિપતતણાં રણે.

સ્વદેશ રક્ષવા, હોમી સર્વસ્વ, મોગલોતણાં
સૈન્યને કાપતો સૂતો હતઆશ પ્રતાપ એ.

બુદ્ધ ને ઈશુના ધર્મો– અહિંસા પ્રેમ ને દયા
નિષ્ફળ ઈતિહાસોનાં પાનાંમાં જ સડી ગયા.

માનવી શોધતો શાન્તિ-સુખ યુગયુગો થકી,
ફસાયો ક્લેશ-યન્ત્રોમાં, નિઃસત્ત્વ જિંદગી બની.

વ્યર્થ નિષ્ફળ યત્નો ત્યાં ના વૈયક્તિક સિદ્ધિ યે;
આવતી કાલને માટે નિરાશા જ ભરી બધે.

સાનુકૂળ બધે દેખી ભરતી ને સમીરણ
ઉપાડે લંગરો હોંસે ને નાવિક સશક્ત જ્યાં
હલેસું એક વીંઝે કે ના જ ત્યાં ગાબડું પડે,
અણધાર્યું ડૂબે નાવ તળ પાતાળ જૈ ઠરે;
તમોહીન શિરે સ્વસ્થ જલાબ્ધિ ઘૂઘવ્યા કરે.

સશક્ત આશ ને શ્રદ્ધાયુક્ત તારુણ્યની પ્રભા
તેને ય ગ્રસતા રાહુ રૌદ્ર ચોગમ ધાવતા.

અકાલે બૂઝતી જ્યોતિ આયુની ભરકોડિયે,
નથી નિશ્ચિત શું વિશ્વે સાધ્ય કાજે કશું ખરે?

ક્ષણભંગુર છે જીવ્યું આદર્યાં અધૂરાં રહે,
કાળની રૌદ્રતા જોતાં આશા ઉદ્ભવતી શમે.

તો આ મારે હવે દંડ ના પ્રવાસે ઉપાડવો.
વ્યર્થ કાં ઠગવું માંડું મૃત્યુ નિશ્ચિત જ્યાં અહો!

કાં તો અહીં જ અત્યારે દેહ મારો પડી જશે,
કમંડળ અને દંડ સન્યાસીનાં સડી જશે.
ધખેલા ઘામ મધ્યાહ્ને કાં તો કો રણવાયરે
શુષ્ક બાવળને ઠૂંઠે કાયા ક્લાન્ત ઢળી જશે.
નથી આદર્શસિદ્ધિ તો વ્યર્થ આદર્શ કાં ધરું?
સરી જાઓ, દ્રવી જાઓ સ્વપ્ન અન્તરનાં સહુ.
નથી આદર્શ સેવીને હૈયાંને દુઃખ આપવું,
તજી આદર્શ આ સ્થાને નિષ્કર્મ મરવું રહ્યું.

ગતિ જો કાળની જાણી દુઃખ મૃત્યુ સમે નથી.
એતમા બેવફા મારે કોઈની પરવા નથી.
અહીં આ સરિતાકાંઠે ખુલ્લાં આકાશને તટે
સદાની સોડ તાણું હું; તૃષ્ણા એકે નથી હવે.
હતાશ દુઃખ સંતાપે પછેડી ઓઢી હું લઉં,
મૃત્યુ ને જિંદગી વચ્ચે કલ્પનામાં ઝૂલી રહું.

•

સંકેલું છું કથા મારી કિન્તુ બ્હાર પરોઢની
સાથે જ વિશ્વ સારું યે ઉખેળે નિજ જિંદગી.
પંખીના સમુદાયોનો સામટો કંઠ ઊઘડે,
ઘંટીના ઘેરની સાથે વલોણાં સૂર મેળવે.
કાંઠાનાં વૃક્ષની સંગે સરિતાબ્હેન મર્મરે,
નૂપુરઝંકૃતિ સંગે કો બેડે જળ ખળૂખળે.
રબારી ધણ કાઢીને પાવા પહર ઊપડે,
મંદિરમાં પૂજારીનાં ગાજે છે સ્તોત્ર ઘુમ્મટે.
ગામને પાદરે શાન્ત પડેલા મૂક માર્ગમાં
ગાડાનાં પૈ સહે જાગે ઘંટડી બળદોતણી.
ને મારાં તલસે અંગો ઊઠવા જડતા તજી,
ગમે ના સૂઈ રે'વાનું જાગે જ્યાં સર્વ જિંદગી.
પછેડી દૂર ફેંકીને ઇચ્છું રોમાંચ પ્રેરતા
તાજા પ્રભાતવાયુના શ્વાસ માણી લઉં સુખે,

પડંચા રે'તાં ય નિષ્કર્મ કલ્પના કર્મ કાં કરે ?
વહે શોણિત નાડીમાં, ને હૈયું મુજ શું ધબે !

વ્યર્થ કર્મ; છતાં યે કાં ઊઠવા પ્રેરણા થતી !
ટેવથી થાય છે કે શું અસ્વસ્થ પ્રકૃતિ બની ?

તૃણવત્ અબ્ધિશૃંગે શું અપન્થે રઝળી જતું
કાળનાં મસ્ત તોફાને ક્ષુદ્ર હૈયું ભમી રહ્યું ?

અને એમ જ શું બ્હાર વિશ્વ આખું ય કાળનું
પ્રેરાયું દોડતું વ્યગ્ર અનિચ્છાએ અપન્થમાં ?
ર ઘ વા યાં ઢોર પેઠે અનિચ્છાએ જ ઘૂમતું
ઉદ્ધૃત કાળ-વંટોળે, ધ્યેય નિશ્ચિત ના કશું ?

ના. ના. એમ ન લાગે એ; કાં કે આ વિશ્વમાં બધે
મુખે મુખે લસે હાસ્ય, આનંદોત્સાહ ઉલ્લસે.

સ્વકર્તવ્ય વિષે દૃઢ આશા શ્રદ્ધા જ લાગતાં,
સંતોષસ્મિતથી જેનાં થાય છે ગૃહ ઊજળાં.

અનિચ્છાએ અપન્થોમાં તણાતાંનાં મુખે કદી
ન હોયે હર્ષ ઉત્સાહ લાલિમા જિંદગીતણી.

ગઈ કાલે જ સન્ધ્યાએ ગામનાં બાળ સામટાં
નદીના પટ પ્હોળામાં રેતીમાં કૂદતાં હતાં.
સ્વચ્છંદે રુચતું સર્વે રમી કલ્લોલતાં હતાં.
જમાવી હર્ષ ઉત્સાહી વાતાવરણ વાયુમાં.

ગામની સુખઊર્મિનું વક્તવ્ય સમ રાસમાં
સ્ત્રીઓના કંઠ સંવાદી ઉલ્લાસે સમ સાધતા.

ચોરામાં તરુણો કેરી જામી'તી સ્વસ્થ મંડળી,
ભાવીને જીતવા હર્ષે પ્રબન્ધો ઘડતી, જ્યહીં
વૃદ્ધો યે સૂચવી માર્ગ પ્રોત્સાહન દઈ દઈ
રાચતાં હર્ષ સંતોષે; તમા તેને ન મૃત્યુની.

અને મારા ય એ બાલ્ય તારુણ્ય કાલ ઓસર્યા,
ધ્યેય આશા હતાં દૃઢ કદાચ હજી યે હશે.

નિર્વિઘ્ને ધ્યેયને પન્થે પ્હોંચ્યો હું આટલે સુધી;
રૌદ્ર છે કાળ, હું તુચ્છ છતાં કાં અટક્યો નથી?
ચંડ નિર્ભેદ્ય જો કાળ તો તેમાં કાં ટકી શકું ?
એકવાર ડૂબ્યો તો કાં પાછો બ્હાર તરી શકું ?

ને રૌદ્ર કાળના ક્રૂર આઘાતોને સહી સહી
સંસ્કૃતિ માનવે સાધી અલ્પાયુષ્યે ડગો ભરી.

નથી નિશ્ચિત જો સિદ્ધિ નિશ્ચિત મૃત્યુ યે નથી.
જીવને સિદ્ધિને પન્થે અવકાશ ઘણો હજી.

પડ્યો તો કાં રહું ? ઊઠું, પ્રવાસે પગલાં ધરું :
ભક્ષ્ય હું કાળનું થાઉં તે પ્હેલાં દૂર જૈ રહું.

તુર્ત હું ઊઠતો, દેખું ઊગે ત્યાં શુક્ર તારલો,
ઉષાના અમીરંગોથી ભરાતો પૃથ્વીનો ઘડો.

ને હજી લક્ષ તારાઓ એ જ અદ્ભુત શાન્તિમાં
સ્વપન્થે પળતા લાગે, છો ચ્હડે દિન વ્યોમમાં.

જોયા છે ખરતા તારા તો ય કાં સ્વસ્થ એ રહે?
ભય ના કાળનો એને: તત્ત્વ કૈં જાણતા હશે.

ક્ષિતિજથી ચ્હડે ન્હાની ઝાંખી કો વાદળી, ત્યહીં
ઢંકાતો શુક્ર ને જેમ ખલાસી નીલ અબ્ધિને
તરતો ધપતો વેગે કો પ્રમત્ત તરંગમાં
અલોપ થઈ ને પાછો બ્હાર આવે વધી દૂરે;
શોભતો તેમ આ શુક્ર અનન્ત નભમાં વધે.

ને હવે સમજાયે છે રહસ્ય કર્મ માત્રનું,
ઉન્નતિકર્મને રોધે એવું ના તત્ત્વ છે કશું.

જલાબ્ધિ પાર જાવાને તિતિર્ષુ ઝંપલાવતો
ને ઊઠી છોળ અદૃષ્ટ કરે તેને ઘડી ઘડી:
અનન્તાદર્શને પન્થે તેમ મૃત્યુ નડ્યા કરે;
અદૃશ્ય વિશ્વની આંખે ઘડી સાધક એ બને.

પરન્તુ તરનારો તો વીંઝતો દૃઢ બાહુથી
પાણી, ને વધતો, પાણી વીંઝયા વીણ છતાં નહીં
વધે આગે જરા, તેમ માનવી મૃત્યુગહ્વરે
પડી વીંઝી વધે આગે: મૃત્યુ ટેકો બની રહે.

મૃત્યુ ને વિઘ્નથી સાધે સાધના સાધકો ખરી:
જિંદગી માત્ર છે તેને શ્વાસ લેવા જ પૂરતી.

તો શાને ડરવું મારે  લગારે કોઈ તત્ત્વથી?
ઊઠું જ, તર્કથી મારી  નકામી જાય છે ઘડી.
મૃગચર્મ લઈ વીંટી,  આટોપી નિત્યકર્મને
પળું પન્થે, વધું આગે  લઈને સંગ દંડને.
રાત્રિ તો ગઈ છે ચાલી,  ઊગે છે દિન ઊજળો,
કાર્યસંચલના કેરો  સર્વત્ર ધ્વનિ ગુઞ્જતો.
સમીરણ વહી શીળો  સ્પર્શતો પ્રેરતો મને.
તજી માળો ઊડી પંખી  ચારો લેવા જતાં વને.
અવિરામ જતું વ્હેન  નદીનું સિન્ધુની પ્રતિ
અધીરું શરમાવે છે  મને નિષ્કર્મ શાંતિથી.
વળાંક લઈને જતો  ગામને માર્ગ માહરો
ઊંચે નીચે જતો દૂરે  સીમ ત્યાગી ક્ષિતિજમાં.
પગલે પગલે ઓછો  પન્થ એ કરતો જતો
વધતો ઉન્નતિ પન્થે,  ઘામ મધ્યાહ્નતાપ ને
વાયરાઓ હિમાળાના,  ગાઢાં તોફાન મેઘનાં,
વિધ વિધ સહી વિઘ્નો,  અચૂક લક્ષ્ય રાખતો,
દરવાજા વળોટીને  ક્ષિતિજોના અનુક્રમે
અનન્ત પન્થનો અન્ત  સાધનાથી કરી દઈ
પ્હોંચીને સિદ્ધિને દ્વાર  ખખડાવીશ એમને.
પછાડી જોરથી મોટી  સાંકળો એ કમાડમાં
સચ્ચિદાનંદનાં ભવ્ય  ઉઘડાવીશ દ્વારને;
વિસામો ત્યાં થશે મારો  શ્રેય પ્રેય ઋતંભર.

## જાણું છું–

જાણું છું આ સ્થિતિ હૃદયની કો નથી જાણવાનું,
આંખો લૂછી ઉરઅગન રે કો નથી ઠારવાનું,
માથે શીળો કર ધરી નથી સાન્ત્વના આપવાનું,
હાવાં મારે રુદન કરવું એ નથી ચાલવાનું.

હૈયે દાવાનળ દબાવીને શાન્તિ–વર્ષા ઉતારું,
ઊંડે દાબી અસહ ડૂસકાં હાસ્ય ઓષ્ઠે વહાવું,
સંતોષાયા વિણ મરી જઉં તોષ તો યે બતાવું,
છો ના જીવું પણ જીવનનો સ્રોત વિશ્વે વહાવું.

# સ્પર્શ

કો પાદ–સંચાર-વિહીન માર્ગમાં
ઊભાં અટૂલાં જડ શૂન્ય વૃક્ષને
સમીરની કોમળ લ્હેર શીળી
છે પૂરતી નીરવ પર્ણપર્ણમાં
ચૈતન્યનું લલિત નૃત્ય જગાવવાને.

ઘવાયલાં મૂક વિલાઈ જાતાં
અતૃપ્ત નિષ્કમ્પ હતાશ અન્તરે
માયાળુ ને પ્રેમળ હસ્ત શીળે
સ્પર્શે મને તું યદિ એકવાર તો–
–તો એ સ્પર્શે વિલયજીવને જાગશે આયુધારા,
રંગે હૈયે હિલોળી
સંતોષે હર્ષઘેલી પ્રણયધબકની મૂક પ્રસ્પંદમાળા.

## નૃત્ય

જીવનનૃત્ય અખંડ ચડ્યું રે ચડતું ચેતનપૂર,
ડગલે ડગલે અન્તર ઊછળે પ્રાણ પુરાવે સૂર;
હજારોની સામટી તાળી,
મારો પડે હાથ કાં ખાલી ?

અંગ સોહાતાં, વસ્ત્ર લ્હેરાતાં, મેઘધનૂષ અભંગ,
ઠેશને થડકે તાલ પુરાવે ઘૂઘરા ઢોલ મૃદંગ;
પડે પદ શૃંખલા થાતી,
કાયા મારી દૂર ઠેલાતી.

ભાવઅનુકૂળ શબ્દ સરે ને કંઠ વહે અનુરૂપ,
ભવ્ય સંગાથે ગીત ઊમટતાં આભઉરે પડછંદ;
ગાજી રે'તું ચોગમ ગાણું,
મૂંગું મારું ઉર રુંધાણું.

જાણું ન જીવનનૃત્યની મારે કેમ લેવાશે લ્હાણ,
એક ઇચ્છાના કેવળ જોરે જાય ખેંચાયો પ્રાણ
નાચી લેવા નૃત્યને ટાણે,
હૈયું ધણકાવવા ગાણે.

## પા ન ખ ર

શિશુત્વે ઉલ્લાસે નિરખી ઋતુસન્ધિપ્રસરને
વસન્તાગ્રે ક્યાંયે પણ ન નિરખી પાનખરને.

હતી દૃષ્ટિ ત્યારે અભિનવ કુંળાં પલ્લવ પરે
વધાવી લેતાં જે અનિલની વિનોદી હલકને.
કદી પર્ણે પર્ણે લલિત પ્રતિબિમ્બે ઉતરતી
શશીની સન્ધ્યાની શુચિકિરણમાળા ઝબકતી.
મધુરી મૂર્છામાં વનકુસુમસંપૃક્ત અનિલે
સદા ઢોળ્યો પંખો મનહર તુષાર-દ્રવ શિરે.
પ્રભાતે પુષ્પો ને સમીરણ-વસન્ત-પ્રસરની
મને ઘેરી લેતી પ્રતિનિમિષ શોભા સૃજનની.

અરે આજે સ્પર્શે હલક ન વસન્ત-પ્રસરની;
ઉરે દાઝે શુષ્ક સ્થિતિ-વિજનતા પાનખરની.
ખરે સૂકાં પર્ણો અપથ ગતસૌંદર્ય તરુથી;
સરી જાતી મારે જીવનરતિ અન્તઃકરણથી.
સૂકેલાં પર્ણોમાં અલસપદ વાયુ સળવળે,
પ્રકમ્પી વંટોળે કરુણ ખખડાટે ગતિ કરે,
અરે! ત્યારે હૈયું પરણ સહુ—વાંસે રઝળતું
નિશીથે મધ્યાહ્ને ગત સુરભિ પાછી તલસતું.

ઘણે જાણું છું હું વિગત-ઋતુ-પ્રત્યાગમનને,
છતાં હૈયું મારું સહન ન કરે આ વિતર્કને.
વસન્તે વૃક્ષોની ગત સ્રજનશોભા લહરશે
છતાં રે હૈયાની ગત ધબક તે કેમ મળશે ?

હજી હૈયું મારું અનિલ સહ શેષ સ્મરણમાં
સૂનાં સાયંકાળે વિજન તરુ કેરા પ્રસરમાં
રહે શોધી, સૂકાં પરણ-ઢગમાંહે સળવળી,
વિંખાએલી પેલી ગત જીવનની પલ્લવસુધા.

## અધિકાર

વિકસિતસરસિજઆચ્છાદિત મુજ અન્તઃસર નવ હો,
આત્મગીતનિમગ્ન અખંડ તરંગિત વા નવ હો.
સ્વચ્છ શાન્ત નિશ્ચલ નિજરવહીન હોજો આંતર વારિ,
તુજ પ્રતિબિમ્બ ઝીલી ઊંડાણે બનું પ્રણયઅધિકારી.

# કોકિલને

તદા સાયંકાળે વિજન ઘરની પશ્ચિમ ભણી
વરંડાની બારી પર સઘન શાખા પ્રસરતીઃ
વિરામી ત્યાં ઊંચે અભિનવ કુંળાં પલ્લવ વિષે
તરંગી કોકિલે ટહુરવ કર્યો નીરવ સ્થલે.
જરા શાખા પત્રો અનિલહલકારે લહરતાં,
હલાવી ત્યાં પાંખો પ્રતિપલ સમસ્થિર બનવા,
મનસ્વી ઉલ્લાસે પુનરપિપુનઃ તું ટહુકતાં
કહ્યું મેં "ગાએ જા,
હજુયે ગાએ જા, વિરમ નહિ, ગા ગા મનભરી."

સુધાતૃપ્ત્યુલ્લાસે તુજ લહરતી કાવ્યસુરભિ;
પતત્રિન્ ત્વત્કંઠે શુચિ પરમઆહ્લાદિત ધ્વનિ.
યથા સ્વેચ્છાચારી પવનપગલે વારિ ઊછળે,
રહ્યું તેવું નાચી હૃદય મુજ તારા ટહુરવે.
વરેલું આ શેણે વિરલ રવમાધુર્ય તુજને
પ્રયત્ને પ્રાર્થેલું કદિ જ ન મળ્યું જે મનુજને ?
અમે ભાષા બુદ્ધિ ગ્રહણપટુશકિત સ્મરણના
કર્યાં સંયોગો, ના પણ સ્વર જડ્યા આ કવનના.
રહસ્યો શું જાણ્યાં પરમ સતનાં તેં દ્વિજવર !
ખરૂં; તું છો ના કેવળ વિહગ, કિન્તુ દ્વિજવર.

પુરા અંડે તારું જીવન જીવ–સૌ કેન્દ્રિત હતું,
જડત્વે નિભાને કવન પણ આ ઉદ્ધત ન'તું.
વિભેદાયા બન્ધો, પ્રકટ થઈ નિર્બન્ધ રચના,
ઉરે સ્પર્શી જાગી પરમ–ઋતસૌન્દર્યની ઋચા.
અવિદ્યાને અંડે, કૃપણમતિ સ્વાર્થાન્ધકરણે
અમે ગોંધી રાખ્યું–મૃતસમ કર્યું રે જીવનને.
હવે ક્યારે ક્યારે અમ ઊઘડશે દિવ્ય નયનો ?
થશે ક્યારે કમ્પ પ્રણવઋતનાં સ્પર્શસુખનો ?

ન જાણું રે ક્યારે,
પડી એકી ધારે શ્રુતિ પર અમીકૂજન રહ્યાં,
સુખે મોહસ્વપ્ને મુદિત મનનેત્રો ઠરી ગયાં.
કહ્યું મેં " ગાએ જા,
ગમે ત્યાં એંચી જા વિષમ જગસંપર્કપથથી;
ઉગારી લે આજે નિમિષ પણ બે આ જીવનથી."

સ્વરસ્પર્શે હૈયું પ્રણયરજમાં તન્દ્રિત થયું.
પ્રમોહે ? નિદ્રામાં ? સમજ ન પડી શું અનુભવું.
છતાં એવો લાગ્યો
અહો એવો લાગ્યો હૃદય–અડતો એ કલરવ
ઘણા યે જન્મોનો પરિચિત ન હોયે ટહુરવ ?

ન જાગર્તિ, તન્દ્રામહીં કવનતલ્લીન રમતો,
અચિંતાનો ત્યાં તો

દિલે ધક્કો લાગ્યો, અધવચ સરંજામ ત્રટક્યો.
અસહ્યાઘાતે કો ઝબકું, ફરી યે સ્વસ્થ નિરખું,
ગયો ઊડી ? સ્વપ્નું ? તરલ વિરહું કૂજન ગયું.

વિલોકું શું શાખા ? ટહુરવ નથી, કોકિલ નથી;
શિકારી કે બિલ્લી અરિવિહગ ? રે કોઈ જ નથી.
ગયો શાને ઊડી ? કઈ દિશ ? નિશાનાં તિમિરમાં ?
અધૂરાં કાં મેલ્યાં સ્વરમણ અતૃપ્ત ઉરમાં ?

અરે મારે હૈયે પણ કવન ગુઞ્જાર કરતાં;
કંઈ ગાયાં, ગાયા વગર પણ બીજાં રહી ગયાં.
હજી આરંભું છું પણ કદિ અચિંતું અધવચે
જશે સંકેલાઈ મુજ જીવનવ્હેણું ? ન સમજું.
ભલે સંકેલાતું: સ્મરણતટ પર્યુત્સુક થતો
વધારે નૈં ગાઉં વિરહ પણ તારા સ્મરણનો.
રહ્યો જે કૈં બાકી સમય તજું વાણીવહનનો
યદા મોહસ્વપ્ને સ્મૃતિરવ ઝીલું ત્વત્કવનનો.

## ત્રા પ જ ને

જ્વર વિષમની મૂર્છા કાં તો, અનિદ્ર જતી નિશા;
ટહુરવ સુણું ઓચિંતાનો અને ઝબકી જતાં
નિરખું નમતો ગ્રીષ્માન્તેનો શશાંક નિશાક્ષયે;
સમજ ન પડે, રે દૂરેથી પુનઃ ટહુકો સરે.
પરણુ-ગજરા ગોળાકારે ઝૂકે પિચુમન્દના
સ્થિર સમ ઊભા બારી આડે, ઝૂલે સર કોરના;
શશી હિલ્લળતો આછું ધીમું, ફરી ટહુકો પડે,
સ્મૃતિ તવ અરે !
પ ર વ શ કરે ખેંચે ત્યારે સમુત્સુક પણ કરે.

સ્મૃતિ પર ચડે આંબાવાડી, પ્રફુલ્લ પરાગમાં
અશિથિલ જહીં ઝૂકે ગુલ્મો સમીરણુ સંગમાં:
પરભૃતતણા જાગે કંઠે સદા સ્થલકાલ, જ્યાં
અવિદિત જતા ચાલ્યા ક્યાંયે દિનો સુખઘેનમાં.
વિધુ અટકતો ડાળે ડાળે પ્રસન્ન વસન્તની
સ્વરહલકની માળે માળે સુણી ખગબંસરી.
પરિમલ ધરે દુર્વા-સેજે સમીરણુ-મઞ્જરી,
તુજ, હૃદયને ઘેરી લેતી, અનર્ગળ માધુરી.

વિજન ફરતાં મેદાનો, ના તપે રવિ ગ્રીષ્મમાં,
હરિણુ ઊતરી ટોળે ટોળાં ચરે અભિરામ જ્યાં.

જલધિ પરથી લ્હેરો લેતો વહે મનમાનતો
મૃદુ ખુશનુમા આઠે પ્હોરે રસાયન વાયરો.

પિતુ જનની ને મોટીબા ને સહોદર સંગમાં
દિવસ સુખમાં ગાળ્યા, સ્ફૂર્તિ નવી ધરતાં થયાં.
જઈ વડતળે કૂવાકાંઠે જ્યાં પતગાવળે—
—વિરલ દિન, એ લ્હાવો—સામે સજીવ દૃગે ચડે.

સ્વજનસુખની શીળી ગાઢી સુધાદ્રવ છાંયડી :
પ્રણય, સ્વરમાં આછા ઘેરા, પ્રલોભન બંસરી.
દિન પરવરે સાયંતેજે શશીકિરણો દ્રવે
ત્યમ લય થતાં હૈયે મારે સુખસ્મૃતિ નિર્ઝરે.

સ્થિર ખડ વિષે ઢોળાવે ત્યાં જતાં ફરતાં છૂપાં
હરિણ નિરખ્યાં પૂર્વાકાશે નિશાથ વિલોકતાં :
વદ બીજતણો સ્વાતિ સંગે અમે ક્ષિતિજે ફિક્કો
મૃગશિર વિષે શૃંગકંઠે દીઠો મૃગલાઞ્છન.

તહીં નિરખવા ઝાંખી ધીમી વિશાખિની પૂર્ણિમા
ઊતરી મચવાને વાડીથી જતાં ટહુકા થતા.
રજત અધિકો સિન્ધુસ્નાને શશી નભમાં ચ્હડે,
નીલ જલધિનો પટ્ટો અગ્નિ દિશે ઝબકી ઊઠે.

કદિ કદિ જતાં સામી ધારે સુવર્ણ શિવાલયે
બહુ વખત જ્યાં સન્ધ્યા જોઈ, નમી શિવસન્મુખે.

ચડ ઊતરતી ધારે ધારે થઈ ફરવા જતાં
ચપલ હરણાં દોડી ઠેકી જતાં ચસકાવતાં.
ધ્વજ પર ચડી અશ્વત્થે વા વિધૂનિત શાખમાં
ચમક ઝગવે બાલેન્દુ જ્યાં નવાંકુર-પર્ણમાં.
અતીવ દૂરથી આવે જાગી ટહૂકરવ તોરમાં
પ્રતિરવ લઈ ઊંઘી જાતો શિવાલય-પાદમાં.

ઊડતી ઊડતી અશ્વત્થે ત્યાં શ્રમે ઊતરી જઈ
શિરસિ વિટપે જંપી જંપી ન સારસબેલડી,
તહીં રણઝણી શામી અન્તે નિશામુખ આરતિ;
રહીં ટમટમી ભીનાં તેજે અકમ્પિત દીવડી.

દૃગ ન ઊઘડે તન્દ્રામાંથી, પ્રસન્ન પરોઢમાં
શિથિલ મન લે લ્હાવા શીળા સમીરણસ્પર્શના;
પરભૃતતણા વારંવારે ટહૂકરવ આવતા,
અસલ ઊઘડે નેત્રો-ફિક્કો નમી નમી ચન્દ્રમા—
—ફરી લઈ જતો—રે! રે! પાછું શિરઃશૂળ ઊઠતું.—
—સ્મરણ તૂટતું—ઝાલું, ઝાલું, ગયું. સ્મૃતિભંગ હું—
શશી ઢળી ગયો, બારી ખાલી, ઢળે તમ ખંડમાં—
ટિક ટિક થતો જાગે માત્ર ધ્વનિ ઘડિયાલમાં.

સુખસ્મરણની તન્દ્રામાંથી રુચે નહિ જાગવું,
તદપિ બનતી પ્રજ્ઞા-વૃત્તિ અજીવ, અશક્ત હું.
હૃદય ચડતી એવી ખાલી—ન કૈં જ ગ્રહી શકું:
જીવન,સ્મૃતિ; રે! સૌ યે ચાલ્યાં; સહું અસહાય હું.

અધિક તુજને કાં તો આથી સ્મરી જ નહીં શકું,
સ્મરીશ કદિ તો ઉત્કંઠાએ સકમ્પ નહીં દ્રવું;
અબલ જન હું દૃઢ હૈયે સશક્ત બની ફરી
અતીવ ગમતાં તારાં ક્ષેત્રે કદાચ ન યે ફરું.

જ્વર વિષમના તાપે શક્તિ ગઈ સહુ ઓસરી,
વિવશ થઈ રે ! પ્રજ્ઞા–વૃત્તિ સદંતર ચિત્તની;
ક્ષીણ થઈ થઈ આયુદોરી તૂટી–તૂટશે–ગઈ—
—સ્વજન સહુને ચિન્તા–આશા ટકી નહીં કોઈની.

નથી ડર મને મૃત્યુ કેરો, પરન્તુ હિતૈષી ને
સ્વજન–સુખના લ્હાવાઓના અનન્ત વિયોગનો.
મુજ હૃદયને માયામાળે મળ્યો સુખજંપ જે,
કયમ સહી શકું એક્કે રીતે અનન્ત વિયોગ તે ?

ડર બહુ અરે ! જોવાશે ના કદાચ પરોઢ, રે!
પ્રણયીજન, શું ભીની દૃષ્ટિ નહીં નજરે પડે ?
સુખ સ્વજન ને મૈત્રી—તૃપ્તિ, પ્રસન્ન નિસર્ગની
સુખદ અનુભૂતિની લ્હાણી ન શું મળશે ફરી ?

નિશદિન મને ઘેરે માયા મનોહર નેહની,
જીવનભર જે ઝંખું છાયા સુધામૃત સ્નેહની;
નિમિષ અળગી ન રે એની કરું અનુભૂતિને
હજી હજી અહો એની એ હો—

## સાથી મિત્રને

"નહિ જીવનથી ખોવાએલું શકું કંઇ મેળવી,
નહિ જ અથવા ભાંગ્યું તૂટયું શકું સરખું કરી.
સમય વહતાં ખોતાં ખોતાં કદાચ ભવિષ્યમાં
પડી જઈશ અન્તે એકાકી સુદીર્ઘ પ્રવાસમાં."
કરુણ દહતા એવા ખ્યાલે વિષાદ બહુ કર્યો;
સુખસ્વજનને ખોતાં રોતાં નિરાશ બની ફર્યો.
પણ જીવનમાં આજે એવો પ્રસંગ બની ગયો
મુજ જીવનનો સ્વસ્થ સ્થિર પ્રવાહ ફરી ગયો.

હરિણશિશુ કો ટોળાંમાંથી તૃષાર્ત ઢળી પડે,
શરીર લથડે, કાયા તૂટે; ઉપાય નહીં હવે:
પદ ન ઊપડે, સાથી! આગે હવે નીકળી જજે;
નહિ સમય કે સંજોગો કૈં સહાય મને કરે.

અધવચ મને ખોતાં રોઈ વિષાદ કરીશ મા.
નયન પલળે તો આ શબ્દો કદી ય ભૂલીશ મા:-
પ્રણયસ્વજને વીંટાએલો રહે બસ એ તમા;
ઊણપ ન રહી, જીંવ્યો પોઢયો પ્રીતિપરિતૃપ્તિમાં.

## સાપેક્ષનું સુખ

મને સુભગ ભોમકા પર સહર્ષ છો દોરજો.
લગીર પણ આ પ્રતપ્ત જગપન્થમાં દોડતાં
દઝાય, તળિયે ઊઠે ચણચણાટ, આંખો બળે,
વરાળ દહતી, ધવાય મન વ્યગ્ર અંગારમાં;
સરી નિકટ તે પળે સદય હાથ આ ઝાલજો :
પછી સુખદ ભોમકા પર સદૈવ છો દોરજો.

પરસ્પર વિચારતાં પ્રકૃતિબન્ધનો આપણાં
અખંડ વરસાવજો પ્રણયમેહૂલો છો, છતાં
પડે તરસ-શોષ, થાય જીવ મુગ્ધ ઉત્કંઠિત
તદા વરસજો. પ્રતપ્ત મુજ અંગ ધારા વિષે
દઈશ દ્રવવા અને તરસ છીપતાં તૃપ્તિની
અનુભવી પ્રસન્નતા, દ્રવિત પાંખ ખ્હોળી કરી
કદાચિત ધરીશ કંઠ પર તૃપ્તિગીત-ધ્વનિ.

અખંડ અસહાય કાર્યસરણી થકી થાકથી
ઢળું વિજન સ્થાનમાં, ધમણ શ્વાસ પ્રસ્વેદમાં,
બળે અસહ લોચનો, શિથિલ કાય-સાંધા તૂટે,
દ્રવે શરીર, એકલો જીવનવેદનાને સહું :
અજાણ ત્યહીં ત્યક્ત કોણ મહીં રંક શૈયા મહીં
દિનાન્ત સમયે અબોલ સરી ઓશીકે બેસશો,

તદા અકથ સૌખ્ય–શાન્તિ–અનુભાવ એ હેતનો
અનુભવીશ....

શુભેચ્છક તમે મને સુખની વાટમાં દોરશો,
પરન્તુ સુખદુઃખજ્ઞાન યદિ સર્વ સાપેક્ષ તો
મને વધુ સુખાર્થ ભાન જરિ દુઃખ કેરું હજો.
અગત્ય ત્યમ માધુરી સમય–વસ્તુ–સંજોગની
નહીં અનુભવી શકાય વિણ યોગ્યતા કોઈથી.
ધમાલ જગની કઠોર અવિચ્છિન્ન જોયા વિના
નથી જ સમજી શક્યો સુખદ શાન્તિ એકાન્તમાં.
થયો બધિર જો નહીં શ્રુતિકઠોર કોલાહલે
નહીં જ સમજી શકું તવ અશબ્દ સંકેતને.
ભલે દુખદ ગર્તમાં જીવન આ ઘવાતું ઘડી;
પછી વિપદકાળનાં દુઃખ સુખો થવાનાં નકી.

અકાલ અણવાંચ્છયુંની નહિ જ પ્રાપ્તિ માણી શકું.
હજો તરસ, દુઃખ, ઝંખન હજો રસસ્વાદનું.

# આકર્ષણ

પિછાન નથી પૂર્વની, નથી જ સ્વાર્થતૃષ્ણા કશી,
છતાં ય ઘસડાઉં કાં તુજ અહેતુ સાન્નિધ્યમાં ?
ન યાદ ગતકાળની, પ્રથમનો જ મેલાપ આ;
નવીન જ બધું: તથાપિ ઘર જેવું લાગ્યા કરે.

તરંગ જ ગણી નિમીલિત દગે નિહાળું ઉરે,
તદા અતલ નીરમાં તુજ સુરમ્ય છાયા પડે;
પ્રક્ષુબ્ધ જલ એ કરે, દશદિશે કિનારા ધસે:
પ્રભુત્વ તુજ છાંયનું અણુ અણુ ડગાવે મને.

અને ઝબકી છાંયથી નિરખું; આપણા બે વચે
ન અન્તર રુચે. અજાણ ઘસડાઉં, છો તું પૂછે,
'પિછાન નથી?' છે પિછાન ઘસડાઉં છું તે મહીં.
'સ્મૃતિ ન?' અનુભૂતિ સંગ તણી વર્તમાને રહી.
ન તન્મય અધીરને ભવિષ ભૂત કો કાળ છે;
સકમ્પ બસ વર્તમાન અનુભૂતિને એક છે.

પિછાન નથી વા હશે સકલ હાથ તારે રહ્યું:
હું તો અદમ ઊઠતી ભરતી પાય તારે ધરું.

## અંબોડો

વેણી સોહાય ભલી તારે અંબોડલે,
પરિમલ વેરાય રમ્ય તારે અંબોડલે,
હૈયાનો ભૃંગ ઢળે મૂર્છાને ઓઢણે
અલબેલી તારે અંબોડલે.

ઉષાની તાજગી જાગે અંબોડલે,
સન્ધ્યાનું મૌન ઢળે તારે અંબોડલે,
આંખો મળી જોઉં જીવન હું સન્મુખે
અલબેલી તારે અંબોડલે.

મીઠા અબોલડા તારે અંબોડલે,
માન ને મનામણાં તારે અંબોડલે,
પ્રેમના વિલાસભરી રકઝકની માધુરી
માનિનિ તારે અંબોડલે.

રજનીના રંગ રમે તારે અંબોડલે,
પૂનમની પ્રેમ-સુધા નીતરે અંબોડલે,
જાગે ના પ્રાણ ગાઢ સૂતો આલિંગને
કામિનિ તારે અંબોડલે.

નીલુડો મેઘ સૂતો ઢીલા અંબોડલે,
કામણનાં વીજતેજ ઝબકે અંબોડલે,

મારો તરબોળ પ્રાણ-બપૈયો ગાય શું
અલબેલી તારે અંબોડલે ?

નીલા અંબોડલે ઢીલા અંબોડલે
અલબેલી તારે અંબોડલે.

## પોતાને ભારરૂપ માનતી
# પ્રિયાને

ઊભો તને ઉર સહે લઈ, મૂક મારાં
ચિન્તાતુર ક્ષિતિજમાં નયનો ઢળેલાં:
મારો વિષાદ નિરખી, સહુ જિંદગીમાં
કાં આત્મદોષ ગણુ બાલિશ કલ્પનામાં?
ચાલ્યું જતું જીવનબ્હેન, તને હજુ યે
સંતોષ ના દઈ શક્યો મનમાનતો કૈં,
સાયંતટે વિજન શુષ્ક રણે સતૃષ્ણ
તેથી જ રમ્યતર પંથ વિચારતો હું.
હૈયું તદા વિવશ દુર્બળ આત્મભાને
ચિન્તા વિષાદ મહીં મૂક બને કટાણે.
હૈયે દબાવી સહુ તે, તવ સંગ ત્યારે
મારે ઘટે હસવું, રે! ન બને પરાણે.
ના બોલ રે મુજ શિરે થઈ ભારરૂપ,
રે ના ઘટે જીવનત્યાગતણો વિચાર.
આજે કહી લઉં સખિ! ઉરવાત છાની,
રે જે ઉતારી જીવને ન શક્યો જણાવી.

જેવું વસન્તરસહીન સૂકેલ પર્ણ
વંટોળના પ્રબળ ઉદ્વહને તણાતું,

તેવું જ તું વિણ ઘવાયલ શુષ્ક હૈયું
સંસારના વમળમાં રખડી જવાનું.
વારિવિહીન ઝરણું સરતું યથૈવ
દાવાગ્નિમાં રણ વિષે લય જાય પામી;
સંસારમાં રસવિહીન તથૈવ મારી
રે નિઃસહાય ઝળી જાય જ જિંદગાની.

તું રાંકનાં હૃદયનું અવશેષ દ્રવ્ય,
તું છો હતાશ ઉરની રહી એક આશ.
આ મૃત્યુપ્રાય રહી અન્તર તું ધબાવી:
તું જાય તો જીવન કેમ શકું ટકાવી?

કલ્યાણિ! તેં જીવન પલ્લવથી ઝુકાવ્યું,
હે શાન્તિદા! જળ દઈ મૃગ તેં બચાવ્યું;
તું સ્નેહ, તું ધગશ, પ્રેરક, સ્પંદરૂપ:
આનંદ તું હૃદયનો દયિતે અનુપ.

શું શું કહું? ન ઊચરી શકું સિન્ધુ પેઠે
ગાઈ પ્રશસ્તિ શતલક્ષતરંગ–જીભે.
સાભાર પ્રેમ–અનુભૂતિ ઉરે પિછાણું,
હું મૂક ચન્દ્રમણિ માત્ર દ્રવી જ જાણું.

## ધબક

હવે ના આ હૈયું ધબક ધરશે એ પળ સમું,
નિહાળીને તારું હૃદય મુજ સંગાથ ચહતું.

પરોઢે એકાન્તે
સુસુપ્તિ – નિદ્રાન્તે,
પ્રકાશોનાં દ્વારે લલિત તવ કાયા વિહરતી,
કસુંબી વા–લ્હેરે ફરફર જરા ચૂંદડી થતી.
સુંવાળા વાળોની લટ ફરકી ગાલે વિરમતી,
ઊંઘીને ઊઠેલી શિશુનયન–જ્યોતિ ઝબકતી.
અને સામે જ્યારે
હસી જોતાં ત્યારે વિધ સરળ સંબોધન થતાં;
સમીરે શબ્દોના અગણિત તરંગો ઊપડતા.
અહો એ આનંદે શિશુઉર સવેગે ધડકતાં,
મમત્વે ગ્રંથેલાં હરખભર હૈયાં થડકતાં.

હવે હૈયું આજે,
તને જોઉં ત્યારે નહિ ધડકતું એ પલ સમું;
નથી જો કે તારું,
પડેલું ચિન્તામાં સહજ તનુલાવણ્ય ઘટતું.

પરન્તુ એ મારા
અરે હૈયે છાયા મલિન થર શા ક્લિષ્ટ પડદા.
અભાગી આત્માનું શુચિ ન થયું અન્તસ્તલ કદા.
અરે આજે દૃષ્ટિ જગત પર જુદી જ પડતી;
યશાશા અર્થાશા પતિત વિધ આશા પ્રજલતી,
विषयमृगतृष्णा भ्रमयति.

ધસું વિશ્વે આગે,
મહેચ્છાઓ જાગે,
હજારો કામાર્તિ સતત મુજને ક્યાં ય ઘસડે:
અતૃપ્તિનો ઊંડો અગન હૃદયે નિત્ય ભભડે.

અહો દેવિ! દેવિ!
અહું, ક્યારે એવી સ્થિતિ વિગત આવે જીવનમાં,
ફરી એના એ હું અનુભવ કરું રે ધબકના ?
અહું તો યે અન્તે ઉરસલિલ ના નિર્મળ થયાં.
સ્મરું પશ્ચાતાપે વિકળ થડકા ભગ્ન ઉરના.

છતાં યે અન્ધારે,
નિશીથે એકાન્તે,
સૂતાં જોતો ઊંડે અરવ ગહન વ્યોમપટમાં
અનન્તે અન્ધારે જ્વલિત નભતારા ઊતરતા.
અહો ત્યારે ત્યારે,
અજાણ્યે નિર્ભાને,

ગ્રહેલી એ તારી રજનિસમયે નિત્યક્રમની
શિરે ઝૂકી રે'તી સ્મરણપટમાં કાર્યસરણી.
મહામોંઘું વિશ્વે જીવન ક્ષણભંગુર નિરખી
મમત્વે સાવેશે પલ પલ લળી પીયૂષભરી
રડેલી એ આંખો .... ....
સ્મરન્તાં એ આંખો લગિર ક્યહીં યે જંપ ન વળે,
અને છાનું મૂંગું ઉર રહી રહીને સમસમે.

## અણઉઘડ્યા ફૂલને

ગજગતિ નથી વ્હેતો આયુનો કાળ મંદ
પ્રતિ પલ સરી જાતો શિઘ્ર રે! વાયુ સંગ:
ન ધર ભવિષઆશા, કૈં ન રાખીશ બાકી;
અરુણઉદય સંગે દે ધરી જિંદગાની

## નથી પ્રણય—

નથી પ્રણય; શું નથી ખબર આટલા આટલા
શિશુત્વ થકી રોજના જીવનસાહચર્યે પડી ?
નથી પ્રણય આ,
કુસ્નેહ વ્યવહારમાં, સુકૃત, શાન્તિની સાધના,
છટા વચન કર્મની, ચપલ બુદ્ધિ ને ભાવના;
બધાં ઉપરનાં જ તે: અદય શુષ્ક અન્તસ્તલે
અફાટ સહરા ઝળે: પ્રણય રે નથી. રે હવે
મને નિરખ ના વિશેષ અવિરામ આશા ધરી
કુતૂહળ ભરી દયાજનક રાંક દૃષ્ટિ થકી.

યદિ પ્રણય હોત પ્રેમવશ તો પતંગું બની
તવ પ્રણયજ્યોતમાં વિલય થાત જ્યોતિરૂપે.
યદિ પ્રણય હોત,
સતૃષ્ણ તવ તો વિષાદમય લોચને અશ્રુનું
હતાશકથની ભર્યું નહિ જ હોત બિન્દુ સર્યું;
ન હોત મનદુ:ખ કે રુદન દૈન્ય શંકા કશું,
રસાઈ સ્વયમેવ જાત ઉર એક અદ્વૈતમાં.
સદા દરદથી ભરી ઉરઅતૃપ્તિ-ઝંખા તણી
રહી તવ દગે કથા, પ્રણય ક્યાં પછી ? રે ! નથી.

જલાર્થ રણકાંઠડે વિજન ઘોમ મધ્યાહ્નમાં
સતૃષ્ણ હરિણી ફલંગ લઈને ધસે રાનમાં,
ઊઠી દશદિશે દહે અદય અગ્નિ સર્વત્રથી,
હતાશ દિલ વ્યથને નહિ જ શાન્તિ; શક્તિ ખૂટી.
સતૃષ્ણ ત્યમ વિશ્વમાં પ્રિય! તું યે નિરાલમ્બના
રહી ટળવળી : બધું ઉપરનું જ, આભાસ આ,
બધાં મૃગજળાં, અશેષ છલ દંભ આ પ્રેમના.
સતૃષ્ણ તવ સાવ નિષ્ફળ જ પ્રેમની તન્મના.

છતાં તરસ ત્યાં લગી સહજ આશ જાતી નથી,
અતૃપ્ત ઉરને પ્રયત્ન વિણ ક્યાંય ઝંપા નથી;
યદા વિફલ તો ય જો મૃગજળાં જ આશા રણે
સતૃષ્ણ હરિણી પછી સલિલ કેમ મિથ્યા ગણે?
તદા ગગનમેઘનું હૃદય છો દ્રવો ના દ્રવો,
કણે કણ કઠોરનું સલિલ સત્ય શીળું બનો.
પ્રિયે! મન ભરી ભરી જીવનપ્યાસ દે બૂઝવી,
સુતૃપ્ત તવ પ્રાણદર્શનતણી તમા છે ખરી.

નથી પ્રણય, રે નથી, પણ સતૃષ્ણ આંસુભરી
મને નિરખતી દૃગો—અધિક એ સહાતું નથી.

# સ્મરણમંદિર

કદી સ્મરણમંદિરે ભૂખર પત્થરે ટેકવી
ગરીબ અસહાય કાય વયવૃદ્ધ રોતો 'જુઓ,
ન તો નિરખી દૈન્ય એનું ઉપહાસશો—છો તમે
સમાન ગુણધર્મના નવ દ્રવો અનુકમ્પમાં.

અમૂર્ત ચહી મૂર્ત સિદ્ધ કરવા જ આદર્શને
તમે વિધ પ્રયત્નમાં ભવિષને જ જોતા ધસો.
ખરું: ગત પથે મળે નહિ અધીરને કૈં મઝા:
ઘડે હૃદય કલ્પના મહીં ભવિષ્યની ધન્યતા.

અતૃપ્ત ઉરને બધી ભવિષમાં જ આશા રહી.
અને વિધુર તૃપ્તને વિગત સિદ્ધ સંસ્કારનાં
સુખસ્મરણ વીણ ના લગિર સાન્ત્વના લાધતી:
બને સ્મરણ જિંદગી. ન ગણના ઘટે કાલની.

તમે સ્મરણમંદિરે ન પગથાર છો ને ન્હડો;
તજી સુહૃદતા ગતિ સ્મૃતિતણી ન હો નિંદશો.

## સ્મૃતિ

સિન્ધુએ સંકેલી ભરતી
પણ જીવન-વેળુમાં રમતી
તરંગની ઝાલરનાં સ્મરણો
પડી રહ્યાં આરે.

# રાજહંસનું અવસાન

આ પાસ ભવ્ય નભચુંબી નગેશશૃંગ
સેવે ઉષા–અરુણ–સ્વસ્તિકચારુ–પંથઃ
ઉત્તુંગ હૈમ શિખરે શિખરે ચ્હડીને
સન્ધ્યા–શશી–તરણિ–રશ્મિ ઢળે પ્રકીર્ણ.

ને પશ્ચિમે ઊતરતી જતી શૃંગમાળા
સોપાન શી ઊતરતી અતિ દૂર દૂર.
વિસ્તીર્ણ પુષ્પિત વનાન્તર ગાઢ છાયાં
જ્યાંથી સરે અલસ ચંદનનો સમીર.

વચ્ચે વિશાળ સરમાનસ સ્વપ્નતન્દ્રા
સેવે સદા વિશદ વ્યોમપ્રકાશ ઝીલી;
કહ્લાર પદ્મ કુમુદોત્પલ વૃન્દ કેરી
ઝૂકી રહી હરિત કોમળ પુષ્પરાશી.

ત્યાં એકદા અરુણરંગપ્રકાશ ઝીલી
સૂતાં વિશાન્ત પ્રતિબિમ્બ જળે અભંગ,
ને દૂર દૂર હજી પૂર્ણ દિગન્તલમ્બી
ફિક્કો શશાંક તલસે ગત સ્વપ્નરંગ.

શીળાં પરોઢતણી માદક માધુરીનાં
જાગે ન કો મૃદુલ લોચન ઘેનમાંથી,

ના વાયુ વાય જરી, કિન્તુ સ્થળે ભરાય
આછી સુવાસ સરતી જળપુષ્પમાંથી.

ત્યારે વિશાળ સરમાનસનો વિહારી
ત્યાગી દઈ મૃદુ મૃણાલતણી પથારી
લંબાવી ડોક ઊપડ્યો જળના પ્રવાસે,
ફેલાવી બે ધવલ પાંખ ભરી સુવાસે.

ત્યાં ભવ્ય એ શિખરમધ્ય ઉષાપ્રકાશ
રેલાય, અર્ઘ્ય કરસંપુટથી યથૈવ.
એ રંગ રંગિત વિશાન્ત જળે તણાય,
પાસે પ્રસાદ જરી ઉન્મુખ રાજહંસ.

કમ્પે ન પદ્મ, જળ મૂક પ્રશાન્ત સૂતાં,
ડોલે જળે નહિ મરોડ સુ-ડોક કેરો.
વાધે પ્રકાશ પણ તોય દિગન્તરાલે
ડોકાઈ છાંય નિરખે હજી કોક તારો.

આ એ જ હંસ કલકંઠ પુરા હતો જે
સૌંદર્યનો પ્રણયનો સહજાભિલાષી.
આ એ જ હંસ ગતયૌવન ક્લાન્ત ફિક્કો
સૌંદર્યનો પ્રણયનો સ્મરણાધિકારી.

રમ્યાનુકૂલ મનમોહક યોષિતાનો
સંગે હતો દયિતને સરલ સ્વભાવ;

વિસ્તીર્ણ મુક્ત રમણીય દિશાવકાશે
દામ્પત્યનો નવતરો લસતો વિહાર.

ગ્રીવા પરસ્પર સુયોજિત શ્વેત લાંબી,
ફેલાવી પાંખ મહીં પાંખ પરાગભીની
નિર્બન્ધ-યૌવન-તૃષા-પરિતૃપ્તિ કાલે
અદ્વૈતનાં અનુભવ્યાં રસસ્પંદનોને.

એ કાલનાં સ્મરણ છો ન જળે સમીરે
ઝીલ્યાં વનસ્પતિ લતાદ્રુમ કે નગેશે,
અંશાંશમાં પણ પ્રકમ્પ જગાવનારી
ઝીલી સ્મૃતિ વિધુર એકલ રાજહંસે.

માધુર્ય છે યુગલને મનકામનાની
સંતૃપ્તિનાં સમદ કમ્પન મ્હાલવામાં;
માધુર્ય છે વિરહનું ગત તૃપ્તિઓનાં
સંસ્કાર શાં સ્મરણપીયૂષ પામવામાં.

દામ્પત્યનાં પ્રણયનાં અવશેષ માત્ર
પીયૂષપૂર્ણ સ્મરણે દિન ખેંચનારો
આ એ જ હંસ ગતધૈર્ય મનોભિલાષી
અદ્વૈતનો, વિરહ-આતુર આર્તકંઠ.

ઉત્કંઠ એ ભ્રમણમાં સ્મરણે ભમીને
આ કલાન્ત હંસ ઊચરે મનભંગ-સૂર,

# ફૂદરડી

શું સાંભરે ના સખિ બાલ્યકાળ?
પ્રદેશ એ નિર્મળ ને વિશાળ!
જ્યાં રોજની રમ્મત લાખ માંહે
સરી જતો હું તવ સાથ ક્યાંયે.
ભલે કરું શૈશવ સર્વ બાદ
ઉરે રહે એક પ્રસંગ યાદ.

કોનાં હતાં લગ્ન, નથી જ એ સ્મૃતિ;
બધે હતી દોડધમાલ ચાલતી.
ને ઢોલ ત્રાંસાં શરણાઈ જ્યારે
ડેલા વિષે ગાજી રહેલ ત્યારે
અંગે ધરી ઝાકઝમાળ વસ્ત્ર
ફરી રહી બાળક તું સ્વતન્ત્ર.

ને ગર્વ માની તવ સાથ માંહે
ફરેલ આખો દિન હર્ષ માંહે,
છાંટેલ પાણી ફળી માંહીં સાંઝરે,
વસન્તનો વા લહરન્ત ધીરે:
ત્યાં દીપમાળા પલકન્ત આવી
સુરમ્ય કો રોશનીને જગાવી.

ત્યાં મંડળી બાળકની મળી'તી,
નવી નવી રમ્મત સૂઝતી'તી.
સંતાકલો દા મગમાટલીએ
રમ્યાં વળી રમ્મત સાતતાળિએ.
ત્યાં થાકથી હું પરસાળ માથે
બેસી ગયો બે ત્રણ બાળ સાથે.

તું ત્યાં ઊભી કોકની સાથ તોરમાં
હાથે લઈ હાથ જ સામસામા
સુમંદ કે ચંચલ પાદનર્તને
શરૂ કરે કૂદરડી હસીને;
ને પાદનાં ચંચલ નર્તનો સહે
ઝંકાર મીઠા મૃદુ ઝાંઝરી કરે.
અંગો પરે તેજ ઝગી જતાં'તાં
ને ચોટલાનાં ફૂલ ઊડતાં'તાં.
લટો ઊડે કોમળ રમ્ય વાળની,
ઝગી ઊઠે ઝાલર ઘાઘરીની.
ને ભેરૂની ચંચળ કાય નર્તતી
એ ફેરમાં તું ફરતી—તણાતી.

તારી સહે કૂદડીમાં ફરી રહું,
ઇચ્છા થતી, તુર્ત ઊભો થતો હું.

પૂરી થતાં કૂદડી તું ખસી ગઈ
ને દૂર બેસી નયનો મીંચી ગઈ;

લાલિત્યઘેલાં ક્ષણ એક પ્હેલાં
સંકોરી અંગો શ્રમશ્રાન્ત તું થઈ.
ઘનાન્ધમાં નર્તન વેગથી લઈ
શું વીજ અન્તે ક્ષિતિજે સરી ગઈ!

સમીપ આવી તુજને પૂછું હું
"તું ઊઠ, સાથે કૂદડી ફરીશું?"
ઊંચું જુએ તું, સ્વર સાંભળી રહું
"તારી સહે હું નહિ કૂદડી ફરું."
હતાશ હૈયે વચનો ખમી લઉં.
હજી ય એના પડઘા ઝીલી લઉં.

તારી સહે જીવન—કૂદડીમાં
ફરીશ એવી હતી એક ઇચ્છા.
ઉલ્લાસતી કો સમતોલતામાં
તોળાઈ રે'શું વહશું—મનીષા.
સંમેળ લેતાં તવ પાદનર્તને
ઘૂમીશ એ મોહભરી મહેચ્છા.
આકાશછત્રી કૂદડી ફરી જશે,
ધરા ત્વરાથી ઘૂમરી લઈ જશે;
ને આપણાં જીવન એકમેકમાં
રસાઈને નિશ્ચલ ઐક્ય પામશે.

સતૃષ્ણ એ આશ બાધી તૂટી પડી,
રે! ભાગ્યની એક દશા મને નડી.

રે! આજ મારે કયમ કોણ જાણે
આંખે વળે વર્તુલ અન્ધકારનાં;
ચોપાસ પૃથ્વી ફરતી નિહાળું,
ડગી રહ્યા અસ્થિર પાય મારા.
આકાશનો ઘુમ્મટ તૂટશે શું?
વ્યાપી ગઈ અસ્થિરતા બધે શું?

તારી સહે ફૂદડીમાં ફરી ફરી
નથી તજાયો અધ ફેરમાં હું;
મેં માત્ર તારાં ચલનર્તનો દીઠાં
ભગ્નાશ કો ત્યક્ત સ્થળે પડ્યો હું:
રે વ્યગ્ર મારો જીવ ફેરમાં ફરે,
આધારહીણું ઢળવું ધરા પરે.

આંખો મીંચું ત્યાં ઘનઅન્ધકારે
પ્રકાશની ચંચલ મુગ્ધ રેખા
શી પાદસંચાર કરી ત્વરાથી
ફરી રહી ફૂદરડી સખિ! તું.
જ્યાં ચાર સાથે ચરણો નિહાળું
અસ્તિત્વ મારું સહસા દબાતું.

ત્યારે હવે પ્રશ્ન તને કરી લઉ
આંખો ઉઘાડું અથવા મીંચી જઉ?

## અવાવરુ વાવ

વિજન ઉજજડ દૂર અરણ્યમાં
પથ તણાય તજાયલ એકલો.
ફૂરતી નિર્જીવ નીરવ ભોમમાં
ડગડગી રહ્યું વૃક્ષ સુજીર્ણ કો.

સૂકલ વૃક્ષની ખંડિત છાંયમાં
તહીં અવાવરુ વાવ પડી હતી.
નિરખતી ભરનીંદર એમની
સૂકલ પાંનની ચાદર ઊડતી.

અજડ આળસુ શુષ્ક તરંગમાં
ઘૂમરડી લઈ ઝાંખર ધૂળમાં
પથ વિષે કદિ યાત્રી સ્વરૂપમાં
પવન એક જ સૂસવતો હતો.

નહિ સુપલ્લવ, યાત્રી, કશું નહીં,
નહિ જરા રસ જીવ—પદાવલિ.
હત ખવાયલ એ સ્થળકાળને
ફૂરતી મૂક વિષાદની લાગણી.

સુભગ એક સમે વનવાટમાં

અસહ લૂ મહીં ઘામ બપોરમાં
અહીં અચાનક એકલ ઊતરી
ઘુઘરબંધ મનોહર વેલડી.

ઊતરી ત્યાં વયચારુ કુમારિકા
ઊતરી શુષ્ક અવાવરુ વાવમાં;
જરિ છવાયલ એ પગથાં પરે
ફરી ગયાં પદચુંબન પાંદડાં.

ન સમજાય પરિસ્થિતિની કળા,
અનુભવે સ્થળ કમ્પ પડ્યાં પડ્યાં.
કબુતરાં પણ પાંખ પ્રસારતાં
નવલ આ અનુભૂતિ વિલોકતાં.

કર ધર્યો ઊતરી જળઅંગમાં
સહુ ખસી મલ–આવરણો ગયાં.
જળ પરે ઝૂકનાર તૃષાર્તનું
રમી રહ્યું પ્રતિબિમ્બ અણુ અણુ.

ઊપડી એ ફરી ઘૂઘરવેલડી,
ક્ષિતિજમાં ઊડતી ધૂળ એકલી.
પવનમાં પળતી ગત આકૃતિ
પ્રતિરવી રહી વાવ વિષે અહીં.

ન સમજું મુજ અંતરવાવનાં

જળ હલાવી ગયું પ્રિય ! કોણ તું ?
વિજન અંતરનાં પગથાં પરે
પ્રણયઝંકૃતિ - કોણ મૂકી ગયું ?

ઊતરી એકલ અંતરને તટે
વિજનતા ફરી દાખવતી ગઈ;
અનનુભૂત પરન્તુ અહીં બધે
ચરણરેખ અપૂર્વ પડી રહી.

વહી ગયું સહુ. ધોમ બપોરમાં
રણઝણી ગઈ ઘૂઘરવેલડી.
નિરખું વા સ્મરું ? દૂર સમીરમાં
ક્ષિતિજમાં લહરી રહી ચૂંદડી.

# તારાને

આજે થઈ સફલ તું ગૃહ જાય તારે,
વિદ્યાર્થી આ દિશ વિષે ફરવું ન તારે.
રે ના હવે નિરખવી તુજને ફરી યે
લાયબ્રેરી પોર્ચ અથવા અહીં શ્રેણીમાંહે.
વિદ્યાતણો પરમ તું ઉપકાર માને,
વિદ્યા જ વા તુજ ગણે ઉપકાર આજે,
જાણું નહીં: પણ હજી શુભ કૈંક આવાં
આંખી રહું સુભગ દર્શન રમ્ય તારાં.
આનંદ ગૌરવ સુધા સ્મિતથી ભરેલી
તારી પ્રસન્ન મૃદુ લોલન લોચનશ્રી
જોઈ રહું; ન સમજું: સમજું ખરો કે
સાફલ્યની મધુરતા તુજને વરેલી.

તું સ્થાન આ તજી હવે બસ જેવટે તો
ચાલી, યથા પવનને પગલે ચ્હડીને
ફૂલ્યા પ્રસન્ન શઢ, દૂર દિગન્તરા લે
નૌકા જતી સફર સિન્ધુની મ્હાલવાને.
તું આસમાન જગમાંહી ફળાવવાને
ચાલી જશે સુખદ વા બળતા પ્રવાસે,
કે ચંદનાંકિત મૃદુ શુચિ પાદપંક્તિ

મૂકી જશે સફલ નિર્મલ જીવનાન્તે.
આંખો હવે ન જગજ્ઞાન જ શોધવાની,
એ વિશ્વપ્રશ્ન અણુકેલ ઉકેલવાની,
હૈયું હવે નહિ જ લાગણી કલ્પવાનું,
એ લાગણીમય બની ધબકી જવાનું.
ને હું? નથી સમજતો સ્થિતિ લેશ મારી.
સાફલ્યનો નથી હજી અધિકાર મારે.
તારા! નિહાળું તુજ ઉજ્વલ ભાવિપંથ;
મારી દિશા કઇ? ન હું સમજું લગારે.
હું પ્રશ્ન કૈં ન સમજ્યો. સમજ્યો હું તેના
સાચા ઉકેલ સહસા જ દઈ શક્યો ના.
કાંકે ભલે સમજું તો પણ મૂઢ હૈયે
શબ્દો યથાર્થ ન મળ્યા, ન ચ્હડ્યા જ ઓષ્ઠે.

પ્રશ્નાર્થ હું ન સમજ્યો, બસ એ જ વાત.
સાફલ્ય આ વરસનું ન મળ્યું જ તેથી.
રે! એટલું જ નહિ કિન્તુ હું એ જ ભૂલે
કાંતોકને અફલ થાઈશ જિંદગીમાં.

તારી સહે સ્થલ અનેક વિષે ફર્યો હું
તોયે રહસ્ય તુજ ના સમજ્યો કદી હું.
ને આજ શું સમજું અન્તરમાં ગઈ તું?
ને શેષ કૈં સ્મરણને વળગી રહું હું.

રસ્તે વિશાળ તરુ, ઝૂકત બેય બાજૂ,
મધ્યાહ્ન-છાંય-તડકે વધતાં જતાં'તાં.
ને શાન્ત નિર્જન પથે કિલ કોકિલાને
સંગે સહર્ષ પ્રતિઉત્તર આપતાં'તાં.

સર્વત્ર પાનખર; ઝાડી વિષે સુજીર્ણ
પત્રાભિષેક અવિરામ વધાવતાં'તાં.
પત્રે છવાયલ ધરાતલ પાય માંડી
ને આપણા પણ ખભા પર ટેક લઈ
વાસન્તવાયુ વિટપે વિટપે વનશ્રી
વેરે નવાંકુર થકી હસી મુક્ત હાસ્ય,
જે આપણા ફરી વળ્યું પણ વસ્ત્ર વસ્ત્રે
ને રોમ રોમ સળખાટ ફરી ગયો એ.
ઉત્કમ્પ એક ઉર બે મહીં ઝીલતાં'તાં:
ત્યાં એ વસન્તભ્રમણે ભ્રમણે ફર્યાં'તાં.

સન્ધ્યા સમે ક્ષણિક સિંદુર-લાલિમામાં
વિસ્તીર્ણ નિર્જન સૂતાં મયદાન રમ્ય.
ને મુક્ત શાન્ત હૃદયંગમ ગ્રીષ્મવાયુ
આહ્લાદતો વસનમાં ભરતો પ્રકમ્પ.
ત્યાં દૂર પૂર્વ પ્રતિ ટેકરીએ જતાં'તાં,
રે એક પંથ, દિશ એક જ, એક ધ્યેય.
જોવી હતી મલપતી મદ-પૂર્ણિમાની
શૃંગારની પ્રથમ મુગ્ધ છટા દિગન્તે.

ને પૂર્વ-ટેકરી પરે જઈ મીટ માંડી
એ સર્વતઃ પરમ ભદ્ર દિશાવકાશે,
ત્યાં પૂર્ણિમા ધૂસર દ્વાર વિષે લજાતી
ઝંકાર-તેજસ્મિત વેરતી સિન્ધુઆરે.
તારા અને રજનિનું, શશી સિન્ધુ કેરું,
પૃથ્વી અને ગગનનું સુખ-શાન્તિ-ઘેર્યું
તેં જોઈ ઐક્ય કહ્યું "ઐક્ય બધે અનેરું;
જો માનવીજીવનમાં પણ હોય એવું ?"

એ વાક્યનો પરમ-મર્મ શક્યો ન જાણી,
સર્વત્ર ઐક્યતણી કિન્તુ ગતિ પિછાણી.
શીલા-શીલા, તૃણ-તૃણો પણ સામસામાં
આલિંગને વિરમતાં નવ હોય જાણે !
આવેશમાં ગહન તેં કલકંઠ છેડ્યો,
તન્મુગ્ધ સિન્ધુ નભ પૃથ્વી ઉરે ઝીલેલો :
હું ઓગળ્યો સ્વરતણા શ્રુતિમુગ્ધ દિવ્ય
માધુર્યમાં-ધ્વનિત ભાવ ન લેશ ઝીલ્યો.

તેં ગાયું ગીત, સ્વર હું પકડી શક્યો ના.
તારે હતો પ્રણય, હું સમજી શક્યો ના.
આજે બધું ય સમજું પણ મર્મભેદી
ઊંડી વિષાદ-ભરતી શમવી શકું ના.

ખોયું જ ગીત પછી સૂર ગ્રહી શકું ના.

રે ખોયું પુષ્પ સુરભી પછી શોધવી ક્યાં ?
ખોયું જ હૈયું પછી સ્પંદન ઝીલવું ક્યાં ?
ખોઈ તને પ્રણય રે ! ફરી મેળવું ક્યાં ?

રે ! તું નથી પણ સરે સ્મરણો ન તારાં,
ને આ ચિરંજીવ રહો સ્થળ સર્વ સારાં.
શોધીશ એ સ્મૃતિપદાંક પુનઃ અધીર,
ખોવાયલાં કવનના પકડીશ સૂર.
શાખા પરસ્પર ગ્રથી વનરાજી ઝૂકી
ત્યાં કો તરે વિહગ પલ્લવ પલ્લવોમાં,
તારા તથૈવ સ્મૃતિસિન્ધુ-તરંગ-તરંગે
મારું તરે હૃદયનાવ અનંતતામાં.

જે જે સ્થળે ધબકી અન્તર જાય મારું
ત્યાં ત્યાં હજો સ્મરણ પ્રેમળ એક તારું.

## હું—

સતૃષ્ણ સંવ્યાકુલ ઝંખનામાં
હું માત્ર તારાં પગલાં સુણી રહું,
અખંડધારાં અસહાય કાર્યમાં
સંતોષ કર્તવ્ય વિષે ધરી લઉં;
અસ્તિત્વ-હુંભાવ ભર્યાં શરીરમાં
હું માત્ર તારો થડકો ઝીલી રહું.

# પ્રણયશાન્તિ

ન જાણું છો પાસે અગર નથી, કિન્તુ જરિ મને
ન લાગે એકાકી વિકટ જગપન્થે રખડતાં:
ન જાણું હું તારી પ્રકટ રૂપરેખા ય, સહસા
છતાં રોમાંચોમાં અનુભવ કરું સ્પર્શસુખના.

થતાં ઇચ્છા તારી અવિરત હું કર્તવ્યપથમાં
ભમું તોયે લાગે નહિ જરી દબાણે જીવનમાં.
ન જાણું ક્યાં ખેંચે; સમજું બસ કે સંગતિ દીધી.
ગમે ત્યાં છો દોરે અણ પ્રણયશાન્તિ મળી ગઈ.

## દર્શન

નથી રે જોવાં તારાં તેજ હો પ્રભુજી મારા!
આંખો ઉઘાડું તો અંજાય છે હો જી.
અગન અંગારે તારે દાઝે આ કીકી ત્યારે
અખંડ રહો રે મારાં પોપચાં હો જી.

નથી રે જોતાં જગનાં જ્ઞાન હો પ્રભુજી મારા!
જગને જાણી શું હૈયે દાઝવું હો જી?
મમતા બંધાણી મારે માયાની છાયા હારે,
દાઝયાંને વ્હાલી શીળી વીરડી હો જી.

'તેજ વડે દર્શન છે ન્યારું' ખોટું એ કે'વું છે તારું,
ઝાઝા તડકે તો દેખું ઝાંઝવાં હો જી.
સૃષ્ટિ અજવાળે તોયે આંજે ન એવાં હોયે
તેવાં દર્શનની સેવી ઝંખના હો જી.

નયણાંનાં તેજે સારાં અંગો ભીંજાય મારાં,
મટકું ન મારું એવાં રૂપ લો હો જી.
અગન ઝંખાવો, વેરો સૌમ્ય કો પ્રસાદ એવો
અર્જુને માગ્યો જેવો કૃષ્ણનો હો જી.

## આંધળે બેરું

આંધળે બેરું કુટાણું રે સાચબા !

ચોપાસે તું જ તોય જોયો નથી અમે,
તેં પણ જવાબ નથી વાળ્યો, શું આંધળે બેરું૦

એરણ અંધાપો, બેરો હથોડો,
વચ્ચે બ્રહ્માંડ આ ટિપાણું, રે આંધળે બેરું૦

બેરી રતાંધળી, બેરો ધણી સૂતાં,
ચોરે નિરાંતે ઘર ફાડ્યું, રે આંધળે બેરું૦

ઘાંચીને મૂળગી આંખો મળે નહીં,
આ તો બળદાના કાનનું કાચું, રે આંધળે બેરું૦

શ્રોતાધિકાર નહીં જાણ્યો કથાભટે,
ભેંસ કને ભાગવત વાંચ્યું, રે આંધળે બેરું૦

અમે સહુ માનવી જન્મ્યાં રે આંધળાં,
તારે કેદી હતા કાન ? આમ આંધળે બેરું૦

હજી યે મેં આંધળે જાણ્યું ન આટલું
આ તો બેરાના કાનમાં ગાયું, રે આંધળે બેરું૦

આંધળે બેરું,
આંધળે બેરું કુટાણું રે સાચબા !

# અધવચ

રાગ-ભૈરવી. ત્રિતાલ.

અધરસતે લટકાવિશ મા,
મુંને અધરસતે લટકાવિશ મા.

દિવ્ય અસંગ સમાધિજીવન,
અજ્ઞજીવન સુખ—માયા.
ત્યાજ્ય જીવનનાં ભાને કેવળ
મંથનદાહ જગાવિશ મા. મુંને અધ૦

આપ્તકામ ઉન્નત ધ્રુવ શૃંગો,
તળ સંતોષણ ક્યારા.
તૃષ્ણા જગવી દઈ કરતાલી
ક્યાંય અદૃષ્ટ છુપાઈશ મા. મુંને અધ૦

વૈકુંઠે પરબ્રહ્મ નિરંજન,
વ્રજ વેણુ સુખ—સેવા.
અનુરાગી ગોપીનું જીવન
મથુરામાં રઝળાવિશ મા.
મુંને અધરસતે લટકાવિશ મા.

## દાતારને

તારા જ્યારે બારણામાં ભીખ માટે આવી ઊભું
હડધૂત કરી મને ધકેલી ન કાઢજે.
કેવું ટાણું આવ્યું હશે ત્યારે ભીખ માગી હશે
એ વિચાર કરી પછી ભલે તું ના પાડજે.
માગનાર કેરું કશું જોર નથી ચાલવાનું,
આપનાર કેરી માત્ર દયાનો હિસાબ છે.
ઠાલોભૂલો એમાં શાને રોષ તિરસ્કાર કરે ?
ભીખ સાટે ભિખારીને શું એ શિરપાવ છે ?

તારે માત્ર આપવું કે બીજું કંઈ કામ હોય ?
દયાળુ, ખરે જ તેથી તને રોષ થાય છે.
માગ્યા વિના જેને બીજો છૂટકો ન એવો હું
માગું કે વિચારું તારું ? કયો મારો ધર્મ છે ?
જાણું છું કે માગવાનો મારે અધિકાર નથી,
આપવાનો કિન્તુ આજ અવસર તારો છે.
જીવવાના જ્યારે મારા માર્ગ અટવાયા ત્યારે
તારા જ આધારે મને ભીખતો બનાવ્યો છે.

આપનાર હશે ત્યારે માગનાર જાતા હશે
સદા બંધ બારણાંને કોણ ખખડાવશે ?
તને એમ થતું હશે આવા કેટલાક હશે

આપનાર કેરી માત્ર હથેળી તો એક છે.
વિશ્વંભર ! જાતે જ્યારે કણુ વેર ખુલ્લે હાથે
કીડી કણુ પામે અને હાથી પૂળો ખાય છે;
મુઠ્ઠી એ વળેલી જોઈ આંખ તલસે છે રોઈ
ઉદરનો ખાડો ત્યારે ભૂખથી સિદાય છે.

પેટ ભરી નિરાંતેથી ઓડે વાંસે પડ્યો હોય
આદર્શ ને ઉન્નતિના માર્ગ તે નિહાળે છે.
કણુ વાંસે ફાંફાં મારી જિંદગી ખુએ છે તેને
આદર્શથી જીવો એમ કે'વું જ નકામું છે.
પેટમાંહે પડ્યા પછી આંગળમાં જોર આવે
તારા નામની ત્યારે જ માળા ફેરવાય છે.
મેઘ અને ધરા રૂઠે, તું અને સંસાર રૂઠે
ઘંટીનાં એ પડ વચ્ચે પ્રાણ આ પિસાય છે.

થોડું થોડું આપી પાછું વસૂલ એ લેવા માટે
ફરિયાદી નોંધાવ છ ? કેવો લેણદાર છો ?
અધૂરાં મુકાવી કામ, હિસાબ પતાવા આમ
કટાણુનો દે છ ડાસ, ભારે હોશિયાર છો.
ક્યાંથી કૈં જ કામ થાય, દેણું ભરપાઈ થાય ?
દરેકે દરેક રીતે ઋણી તેં બનાવ્યો છે.
ઘર પર ટાંચ લાવી, મને કેદમાં પુરાવી
કઈ રીતે વસુલ કર્યાનું નિરધાર્યું છે ?

કોડી એક નાણું હોય ટાણાં સમું દીધું હોય
કૈંકનાં એ જીવનને દુઃખમાંથી તારે છે,
એકના હજાર કરી કોઈ દેણું પાછું વાળે
એકનું હજાર મૂલ નિર્મૂલ સમાન છે.
પણ એક કોડી માટે કોઈ ફરિયાદી કરે
ત્યારે તેની મૂર્ખતાનો આંક અંકાય છે.
દેનાર ને લેનારનાં માનસમાં ભેદ હોય
ત્યારે આવાં કૈંક ભારે કજોડાં જણાય છે.

ઘરબાર વેચી નાખ, ફાવે તો હરાજ કર,
રંકની વિભૂતિ ક્યાંથી કિંમત અપાવશે?
ગરીબની ફાટેલી તું ગોદડીને વેચ્યા કર,
ફૂટી યે બદામ તને કોણ પરખાવશે?
વેચી નાખ, કાઢી મૂક, ગાળ દે કે સજા કર,
એમાં તારું ધારેલું ન પાર કાંઈ આવશે.
મુદ્દે વાત પર આવ, જોઈને વિચાર કર;
તારો જ દીધેલો મારે રોટલો ખાવાનો છે.

છૂટકે ન છૂટકે જો આપવાનું તારે રહ્યું
હસીને જો આપ તો એ આપ્યું ઠીક લાગે છે.
ખાટી કચવાણ થકી પરાણે અપાતું હોય
એવું લેવા મહીં મને અનર્થ જ લાગે છે.
તને કચવાવી લેતાં ક્ષોભ બહુ થાય એ

દીનતા ને દબાણનો ભાર બહુ લાગે છે.
આનંદમાં જોઈ તને લઉં તે ઊગે છે મને
નવાં કામ માટે નવું જોમ હૈયે આવે છે.

તારું જ આપેલું જ્યારે ઘેર જઈ ખાવા બેસું
કોક નૈં ને કોક મારે ઘેર આવી બેસે છે.
એને હડસેલવાને મન મારું માને નહીં,
એકમાંથી રોટલાના બે ભાગ પડાય છે.
એ જોઈને રખે મારે છોળ છે તું માની લેતો,
છોળ નથી, ગરીબીનો પૂરો મને ખ્યાલ છે.
મારા જેવા ભિખારીને મારા જેવું સર્વ થાય
જાણી એને મેં તો મારા રૂપ જ સ્વીકાર્યો છે.

તને એમ થાતું હશે ફરી ફરી આવી આ તો
ધરાતો જ નથી, માત્ર માગ માગ કરે છે.
દયાળુ ! હું થોડું થોડું લઉં ત્યાં તો ખૂટી જાય
ફરી ફરી ભીખવાને અવસર આવે છે.
સામટું મેં માગ્યું ત્યારે તને એમ થયું કે આ
તારી દયા કેરો ગેરઉપયોગ થાય છે.
થોડા થોડા થકી પણ સામટું એ થોડું થાય,
ફરી ભીખવાની ભૂંડી દીનતા એ ટાળે છે.

એક વાત એવી છે તને કીધા જેવી છે,
ભ્રાન્તિઓનો સેળભેળ ભારે ઉપજાવ્યો છે,

મન એમ માને છે કે ભોગ ભોગવાય છે;
ખરી રીતે જીવન જ ભોગવાઈ જાય છે.
બટકું માગી ને રોજ સંતોષ પ્રમાણું તોય
જીવન નકામું જાય એમ હવે લાગે છે.
મૂઠીમાંથી ખાધું આમ હવે નહીં આવે કામ,
જાણી મુદ્દે કામ પર મારે ચ્હડી જાવું છે.

ખરું છે કે ટીપે ટીપે તળાવ ભરાઈ જાય
દરેક ટીપાનો તેમાં ફાળો સમજાય છે.
આગ બૂઝવવા ટીપે ટીપે ચાલે નહીં
ઘડે ઘડે સામટાં ત્યાં જળની જરૂર છે.
રોજ દાન સંઘરું તો ભંડાર ભરાઈ જાય
પણ આ તો દારિદ્ર્યનો અગ્નિ ધૂંધવાય છે:
થોડે થોડે તારો પણ ભંડાર ત્યાં ખાલી થશે,
છુટ્ટે હાથે એકવાર રેલંછેલ થાવા દે.

ભિખારીને માગવામાં રકઝક હોય નહીં,
આપનાર કેરો ઉપકાર અણમૂલ છે.
પણ મારે થોડું થોડું જુદું જુદું જોતું નથી,
માગું છું તે આપ બાકી બીજું તો નકામું છે.
તરસ્યાંનો તડફડાટ સોનું ચાખ્યે જાય નહીં,
ભૂખ્યે પેટે રેશમની શૈય્યા પણ ખૂંચે છે.
અન્તે તારી પાસે અન્ય મુમુક્ષુ શું યાચે જેણે

સંસારના રંગરાગ તુચ્છ જ પ્રમાણ્યા છે.

ચોરાશીના ફેરા મહીં જનમોજનમ જે કૈં
માગું છું હું તે તો માત્ર એક ભવ ચાલે છે.
બીજે ભવે અચાલે હું માગું ત્યારે માને તું કે
આળસુ ને લુચ્ચો આ અસંતોષી લાગે છે.
સરવાળો કરી મેં તો સામટું જ માગ્યું હતું
મોક્ષ વિના બીજું મળ્યું સાવ જ નકામું છે. ૧૧૯
મારા જેવો ત્યારે તારો જીવ પણ એવો થયો
ટુકડા નાખીને મને બારણેથી વાળ્યો છે.

લાખ ઘર રમકડાં કેરાં કર્યે ચાલે નહીં,
રે'વા માટે સાચું એક ઝૂંપડું જરૂરી છે.
લાખ અવતાર લીધે સુખ સાચું મળે નહીં,
મોક્ષસુખ કોઈ રીતે પરાણે ય લેવું છે.
જાણું છું કે મારું અભિમાન નથી ચાલવાનું
પણ તારા ન્યાય વિષે મને વિસવાસ છે.
દયાળુ અન્તરયામી! પિછાની બધાંને તું તો
માગવાનું નહીં પણ માગનાર જુએ છે. ૧૨૦

દયામય! સાધન ને શક્તિ તારે હાથ જોઈ
ત્યારે આજ માગવાને હૈયે જોર આવે છે.
મન માને તો જ દેજે નહિ તો ના કહી દેજે,

ધૂતકારી પણ મને ધક્કો નહીં મારજે.
મારી સાથે ભલે તારે ઓળખાણ હોય નહીં,
માગવામાં કિંમત તો બેયની અંકાય છે.
બેય કેરું કામ થાય, મનમાં સંતોષ થાય;
મોક્ષ મારો થાય કામ તારું એક બાકી છે.

## નવજીવન

ફરી પાછું મારી જીવન-ઝરણીમાં જળ સર્યું,
સુકાતાં આ વ્હેને પુનરપિ વહેવું શરૂ કર્યું.
હવે એને જાગી હરદમ અપેક્ષા-પૂરણની
ઉરે તાલવેલીઃ થઈ સહજ એકાગ્ર સવણી.

ઉષઃકાલે છોડ્યાં શિખર ગિરિનાં ધુમ્મસભર્યાં
ન'તી ત્યારે પ્રજ્ઞા, નહિ જલધિનો સ્પષ્ટ મહિમા.
સરી પૃથ્વી-આરે જીવનઝરણી ત્યાં મદભરી
વસન્તસૃષ્ટિની રતિવિનતિ અંગીકૃત કરી.
ખગરવ પ્રમોદે સુણી સુણી,
—વિપુલ વનરાજી લહરતી—
તરુચ્છાયે શીળી કુસુમશયને તંદ્રિત થતી
વિલાસી વૃત્તિથી શિથિલ થઈ સર્વે ગતિ મતિ.

પડ્યા ત્યાં ઓચિંતા વિકટપથ દાવાગ્નિ રણના,
ગયું હૈયું દાઝી અસહ સહી આઘાત વિધિના.
પ્રમાદે ખોયેલું જીવનબળ ખૂટી લય થયું,
તદા જાગ્યું હૈયે રટન સહસા સાગરતણું.
રડી પશ્ચાતાપે બળ કરી મથી સાગર પ્રતિ
વહેતાં સુકાયું વહનઃ રહી તૃષ્ણા સમસમી.

ફરી પાછું મારી જીવનઝરણીમાં જળ સર્યું,
વિલાતાં આ વ્હેને પુનરપિ વહેવું શરૂ કર્યું.
નહીં છાયામાયા હરિતવનઆશ્લેષ ન કશું
શકે સિન્ધુપ્યાસી ઉચક દિલ રંજી ઝરણનું.

હવે તો આ વ્હેણું દ્વિગુણિત બળે સાગર ભણી
ધસ્યે જાશે, રે'શે રટન પણ હૈયે હરઘડી.

# ગોપી

આઘે આઘે વ્રજવન વિષે વાંસળીવ્હેણ સુણી,
છોડ્યાં ધેનુ–સ્વજન–ગૃહ ને દેહનું ભાન ભૂલી,
ઘેલી ગોપિ! પ્રણયસમદે તેં અભિસાર સાધ્યો;
ને આત્માને ચિરતૃષિત સંતૃપ્તિ–આશ્લેષ લાધ્યો.

હું ના સુણું સ્વર, ન સમજું કાં ન સંકેત થાય:
ચોંટે વૃત્તિ નહિ જીવનમાં; ત્યાજ્યનું ભાન થાય.
છો મેં જોયાં વ્રજવન નહીં વા યમુનાકિનારો,
ઢૂંઢું ઢૂંઢું અશરણ હવે હો ન વા ક્યાંય આરો.

ગોપીવૃત્તિ વન વન ભમે, સ્થાનસંકેત માગે:
ટૂંકી રાત્રિ, પથ ગહન, રે! મર્મઔત્સુક્ય જાગે.
આછા ઘેરા, સ્મૃતિશ્રવણમાં જન્મજન્માન્તરોના
શું સંસ્કારો દ્રવિત, સરશે શબ્દ ના વાંસળીના?

આદર્શો જ્યાં સહજ લગની પ્રાણ ત્યાં ધાય સારો:
કૃષ્ણાસક્તિ જીવ અભિસરે પ્રેયસી રાધિકાનો.

# પર્જન્યને

છલોછલ ભરેલાં આ જિંદગીનાં સરોવરે
માળો શાન્ત મળ્યો મને.
તીરજગુલ્મથી જાગી વહે શીળો સમીરણ,
આહ્‌લાદે ના છતાં મન.
તુષારદ્રવ દુર્વાની શૈયા રમ્ય મળી છતાં
જંપે ના પ્રાણ આ કદા.
નીરમાં સીકરસ્નાને અંગાંગ ભીંજવી દઉં,
તૃપ્તિ રે! ના અનુભવું.

પ્રભો! હું ચાતક ક્લાન્ત તૃષાર્ત દિવ્ય વારિનો;
મારે આધાર મેઘનો.
દિશા સર્વત્રથી છાઓ, દેવ પર્જન્ય આગહિ।
અજંપા શમવો હૃદિ.
તુષ્ટિદા પુષ્ટિદા વર્ષો પર્જન્ય અન્તરે સુધા,
છિપાવું ઉન્મુખે તૃષા.

# હૃતિસિન્ધુ

અહો સમય ઓટનો! પલટી ગર્જના, આ હવે
નિરર્થક સથી તરંગજલ તીરને પ્હોંચવા,
વળે ક્ષિતિજમાં વિષાદરત. ઓસરે ચન્દ્રિકા.
તથૈવ રહું ભગ્ન હું અમિત ઓઘના ઓટમાં.

પ્રભો! હૃદય એકભક્તિ ભરતીતણી પૂર્ણતા
ચહી, સહજ સસ્તીમાં ઊછળતું કિનારા લગી,
ઘડી અનુભવે ન માધુરી, જતાં બળો ઓસરી.
અનસ્ત ભરતી ન કાં હૃદયસિન્ધુને લાધતી?

તવાર્થ લગની પ્રવૃત્ત અવિરામ આરોહમાં
પ્રભો! વિફલ શું બધી શમવવાની અન્તર્મુખ?
તૂટે સફલ ભાસતી જીવનસાધના. સિન્ધુને
પડે વળવું ઓટમાં ઊણુપ શી હજી યે હશે?

હશે ઊણુપ સિન્ધુજીવન વિષે છતાં શું પ્રભો!
નથી ભરતીઓટની વિકૃતિ ચન્દ્ર–આકર્ષણે?
તદા કરગરું પ્રભો!
બચાવ વિનવું પ્રભો! વિષમ દૈન્યથી પ્રાણને.
પ્રસન્ન અનુભૂતિ શાશ્વત થકી નવાજો મને.
ચ્હડી શિરસિ સન્મુખે સ્થિત મયંક આચ્છાદજો:
અનસ્ત ભરતીતણાં સલિલમાં સુધા સિંચજો.

## ર મ ક ડાં

"હજી ના માનતો કૈંયે?" ગુસ્સે પુત્ર પરે થયો.
ભઠી રોષે કરી શિક્ષા તમાચો ગાલપે ધર્યો.
"ફરી ના કરતો આવું, જા બ્હાર." કહી હું રહ્યો:
અનુત્તર રહી મૂંગો દબાવી આંસુ-ડૂસકું,
નિરાધાર દુભાયલું
નમાર્યું રાંક મોહું ત્યાં ફેરવી ચાલતો થયો.
ન બોલાવ્યો-જવા દીધો.

રાતે જ્યારે વિચાર્યું કે ભઠ્યો છું પુત્રને, નથી
એને માતા, નથી કોઈ; નિદ્રામાં નકી દુઃખથી
ખલેલ પડશે, માની ગયો એની પથારીએ.

કરીને ઊજળી વાટ દીવાની ભરઊંઘમાં
પડેલા પુત્રનું મોહું રહ્યો જોઈ વિચારમાં.

વિશાળ પોપચાં ભીનાં ઢળ્યાં'તાં ને સુકોમળા
કપોલે ખરડાએલાં આંસુ સુકાયલાં હતાં.
સમજાણું છતાં શાન્ત ગૌર નિર્દોષ કોમળું
પડ્યું'તું મુખ નિદ્રાને ખોળે વિસ્મરી સર્વને:
પૂર્ણ નિર્દોષતા કેરી વીંટે છાંય શરીરને.

નમીને જાળવીને ત્યાં ઓશીકાં પર બેસીને

સસારી મુક્ત ઝુલ્ફાંને શિરે મેં કર ફેરવ્યો.
ત્યાં જોયાં એ પથારીની પાસે મેજ પરે ઘણાં
પત્તાં, ચિત્રો, દડા, પીંછાં, પત્થરા રંગ રંગના,
રંગપેટી, ફૂલો, સિક્કા, પાવો ને શંખછીપલાં;
અને વચ્ચે રચ્યું ન્હાનું વાંસની સળીઓ થકી
અધૂરું ઘર. 'શું દુઃખો વિસારે પાડવા અહીં
રમકડાં વિષે આવાં પરોવ્યું મન સ્નેહથી?'
થંભ્યો હું કલ્પના થકી.

રુંધાતાં ઉર વાત્સલ્યે કમ્પી હાથ ઠરી ગયો,
સહી માત્ર અનુભૂતિ ભીની આંખ મીંચી ગયો.
બેઠો ક્યાંય સુધી રહ્યો.

ને ત્યાંથી ઊઠતાં પ્હેલાં નમ્યો હું જગતાતને,
કહ્યું અસ્પષ્ટ કે સ્પષ્ટ લળી મેં મૂક એમને:–
કે અમારાં દુભાએલાં અન્તઃકરણ ઠારવા
વિસારે પાડવા કષ્ટો ડૂસકાં દુઃખભાનને
અજ્ઞાને મૂર્ખની પેઠે જ્યાંથી ત્યાંથી લઈ વીણી
હજારો સાધનો કર્યાં સાદાં રમકડાં સમાં,
મન એમાં મનાવીને મમત્વે દિલ પોરવી
સંતોષ લઈ થોડા યે એકદા રજની વિષે
ભાન ઢળશું જ્યારે ગાઢ એ ભર ઊંઘમાં;
ત્યારે ત્યારે પિતા! જે કૈં દોષ અજ્ઞાનથી કર્યા,
સર્વની તે ક્ષમા આપી, ઉદાર દિલથી હસી

કહીને "પૂર્ણ જાણું છું એની બાલિશતા બધી,"
વાત્સલ્યે મસ્તકે મૂકી હાથ ફેરવશો તમે
હું તેથી લળશો માથે પિતા !! ત્યારે તમે-તમે.

## દર્શન અન્તરાય

અનોખી જ મઝા પડે કંઈક અન્તરાયો છતાં
સુરમ્ય શુચિ દર્શનો પ્રકટ સન્મુખે પ્રેખતાં.

નહીં જ નિરખી શકાય પરિસ્પષ્ટ છો પંથ આ,
ઊભી ભૂખર ટેકરી, ઉજડ સીમમાં એકલી
વિરોધ પથનો કરે, અપથ શૂન્ય ઢોળાવમાં
પડું પડું થતી અવાવરુ નમી રહી છાપરી;
વળાંક લઈ જ્યાં તણાય પથ, બે ય બાજૂ લળી
પરસ્પર પરોવી ડાળ ઝૂકતાં વળી ઝાડવાં.
પરન્તુ પથનાં વિશેષ સુખદર્શનો લાધતાં.
વિશાલ પથ ભવ્ય રમ્યતર જોઉં જ્યાં સામટાં
વિશાન્ત રજનીક્ષયે અમૃતચન્દ્રનાં તેજમાં
( સરી તિમિર–છાંયડે અધિક તેજના શેરડે )
સુદૂર ખખડાટમાં સભર મંદ ગાડાં જતાં;
જ્યહીં અનિલ ન્હાય ઝાકળભીનાં સૂતાં ખેતરો
તણી લઈ પરાગ, દૂર ક્ષિતિજે ન્હડી નોતરી
મને સફર કાજ પન્થ ઉદયાચળે ઊતરે.

ગૃહે મુજ સુજીર્ણું પશ્ચિમ વિષે વરંડાતણી
ખપાટ ખખડેલની અરવ મૂક જાળી ઊભી.
વિશૂન્ય ફરતો પ્રદેશ જ્યહીં કોઈ સંચાર ના

રહ્યાં ઇતર દૂર દૂર ઘર શૂન્યતા સંગમાં
ઊભો સરગવો જ ફક્ત વયવૃદ્ધ નિષ્પત્ર, જ્યાં
અતન્ત્રિત પ્રશાખની ગગન–આડ જાળી થતી.
ઘણી ય ત્યહીં સાંજના જઈ નિરાંતથી શાન્તિમાં
ગમે નિરખવી સુન્દર નમતી જતી સન્ધ્યિકા.
નડે સરગવો, ખપાટ, પણ દૂર સન્ધ્યાતણો
વિશાળ પથરાય સ્વર્ણ પટ, રંગભીનો લસી
કલાપ પસરે, ઢળે કિરણ અન્તરાયો વીંધી
પ્રકીર્ણ પરસાળમાં, વિટપ–સોંસરો ઊજળો
નિશામુખ સરંગ વ્યોમપથ શુક્રતારો ઝગે.
અને તિમિરમાં થતાં વિલય ગેહ ને અન્તરે
વિષાદસુખહર્ષની ઉભય લાગણી ઉદ્ભવે.

થતાં તિમિરલીન એકરૂપ સાંઝના પૂર્વનાં
સુદૂર મયદાન રમ્ય પથરાય વિસ્તારમાં;
નિરભ્ર ઉદયાચળે વિમલ ઊગતી પૂર્ણિમા.
ગભીર વડલો ઢળે પણ નજીક, પ્રાચી દિશા
રુંધાય ક્ષિતિજે જરાક, કલગીરૂપે ડાળ કો
નભોન્મુખ વધે, કરે અનિલ નૃત્ય, શાખાગ્રમાં
રમે કૂંપળ પત્ર તાલ લઈ ત્યાં શરત્ચન્દ્રમા
ચ્હડી વિશદ તેજમાં, સ્મિતપ્રસાદ રેલી રહે.
ગણું કદિક અન્તરાય પણ પાંદડે પાંદડે
શશાંક પ્રકટાવતો જીવનજ્યોતિ જે સામટી

સહસ્રશતરૂપમાં લલિત ઝૂલતી આરતિ.
વિશાળ પડછાય સોંસરવી પૂર્ણિમાની કળો
અધીર રહું નિર્નિમેષ નિરખી: અનોખી મઝા.

બને ધુમસ જેમ આવરણુ ઊગતા સૂર્યને,
નિશાનિકટ સાન્ધ્ય ગોરજ સુચૈત્રના ચન્દ્રને,
તથૈવ તવ દિવ્ય સૌમ્ય મુખચન્દ્રને રોધતું
મલિન ક્ષર ખોળિયું પ્રકૃતિ અષ્ટધાથી ભર્યું
રહ્યું મુજ, છતાં ય આવરણ એ અવિદ્યાતણું
વિભેદી, મુજ પ્રાણુને લગિર કાન્તિથી ચેતવી
શિરે ઝઝૂમતું વિશાન્ત કરુણાર્દ્ર સંકેતમાં
પ્રકાશિત થતું લસે વદન દૃષ્ટિ છાઈ રહી.
સુરમ્ય હૃદયંગમ પ્રભવ દૃશ્ય એ પ્રેખતાં
ઘડી અખઘડી મહીં જ
ક્યહીંક થકી હું અચાનક જ સ્પષ્ટ સંસ્પર્શને
અનુભવીશ કે અનુભવું છું એટલા ખ્યાલમાં
અનોખી જ મઝા લઉં વિવિધ અન્તરાયો છતાં.

# સીમા

ઊંડાણુ તારાં નથી જાણતો હું
બહિર્-સપાટી પર સ્પષ્ટ, કિન્તુ
સમુદ્ર! તારી મૃદુ ઊર્મિમાળા
પ્રકાશના ચંચલ રંગ ઝીલતી
વૈવિધ્યમાં જીવનનૃત્ય રેલતી,
જોતાં જ એ મુગ્ધ બની જતો હું.

તારાં મથું સૌહદ માપવાને
વિશાન્ત જ્યાં પ્રેમળ લોચનોને
ઠેલાઉં પાછો, પણ સ્નેહલીની
સ્મિતાર્દ્ર એ લોચનને કિનારે
મમત્વની ઉત્સુક સ્વપ્નધારા
જોતાં જ સાભાર દ્રવી જતો હું.

ઊંડાણ હું અન્તરનાં ન જાણું,
વા પ્રાણનો ના જરિ સ્પર્શ પામું;
એ પ્રાણનાં સદ્દપરિધાન જેવાં
લાલિત્યઘેલાં તવ અંગ કેરા
સતૃષ્ણ સંવ્યાકુલ એક માત્ર
આશ્લેષમાં તૃપ્ત બની જતો હું.

# પુરુષોત્તમને

અરૂપ ! તવ રૂપ સ્પષ્ટ કરવા મથું યાદથી
છૂપા પરિચયે ભર્યાં અનુભવો તદા ભોગવું.
તને કરગરું, ન્હડી નવ તું આવ ગાડાં પરે
છતાં જીવનભોમિયો અરવપાદ વાંસે ભમે.
પુકારું અકળાઈ કર્મ મહીં, સન્મુખે ના'વતો
છતાં નવ પડ્યું રહે, ન બગડે, સરે અર્થ સૌ.
અણુ અણુ વિષે સનાતન અદેહ વ્યાપી રહ્યો,
સુધન્ય મુજ પાત્રતા: ન ઉપકાર જાયે કહ્યો.

સહું ન અશરીર તું નહિ જ સન્મુખે આવતો.
અદેહ થઉં કેમ ? પ્રાણ મુજ આ શરીરે જડ્યો.
શરીર તવ કર્મ કાજ: બહુ નાથ છૂપો રહ્યો;
હવે બસ. શરીર સંગ જનમી અપેક્ષા બધી
શરીરતણી. તો સદેહ સહસા હવે ઊતરી
રસેશ પુ રુ ષો ત્ત મ પ્રણયમૂર્તિ છાઈ રહો.

# હરિગુણ

મારે ગાવા નથી હરિગુણ, ગાઉં તોય શું શું ગાઉં રે?
નથી જોવા એ પૂર્ણસ્વરૂપ, જોઉં તોય શું શું જોઉં રે?

મારી અંજલિમાં ટીપું છલકાય, સરવર ઉલેચું શેણે રે?
મારી ફૂલડે લચી જતી ડાળ, વિશ્વરૂપ શેણે ઝીલું રે?

મારી તડકામાં અંજાતી આંખ, દિવ્યતેજ શેણે ઝીલું રે?
મારી વીણાના ટૂંકેરા તાર, વિશ્વકમ્પ શેમાં ભરું રે?

મારી નાની ફૂલપાંદડી પાંચ, ઇન્દ્રધનુ શેમાં ધરું રે?
મારું નાનેરું ઝરણું છલકાય, મેઘ સર્વ શેમાં ઝીલું રે?

ભર્યું ચોગમ આ વિશ્વ વિરાટ, પાય મારા પાછા પડે રે!
દૃશ્ય સોહે અનન્ત અવિરામ, દૃષ્ટિ મારે એક જ રહી રે!

નથી ઊંચી વિશેષ થતી આંખ, પાય મેં ઝાલી લીધા રે!
નહીં શોધું હું ગૂઢ જ્ઞાનમર્મ, ભક્તિ મેં માગી લીધી રે!

નથી ફેરવવી અંતહીણી માળા, મેર મેં બાંધી લીધો રે!
નથી ઝીલવાં અનેક પદ ગીતો, ધ્રુવપદ જાણી લીધું રે!

મારે ગાવા નથી હરિગુણ, ગાઉં તોય શું શું ગાઉં રે?
નથી જોવા એ પૂર્ણસ્વરૂપ, જોઉં તોય શું શું જોઉં રે?

## પ્રસાદ

ઊંચે ઊંચે તારક કેરા દીવડા રે!
એના નીચે પ્રસરાતા અજવાશ:
હું તો પામું પ્રસાદ તારા પ્રેમનો રે!

ઊંચે ઊંચે નભશૃંગ વીંટે વાદળાં રે!
એનાં નીચે જળ ઝરણે છલકાય; હું તો૦

ઊંચે મ્હડતો આનંદભર્યો ચન્દ્રમા રે!
એની છાયા જળઉરમાં લહેરાય; હું તો૦

ઊંચે ઊંચે બ્રહ્માંડ બધાં ઝૂલતાં રે!
નીચે ઝૂલે આ અન્તર અભિરામ; હું તો૦

ઊંચે આશાના મ્હેલની અટારિયું રે!
નીચે શ્રદ્ધાનાં પગથાં પથરાય; હું તો૦

ઊંચે મસ્તક ને મોરમુગટ ઓપતાં રે!
નીચે પગલાંમાં જોઉં નિકટ વાસ;
હું તો પામું પ્રસાદ તારા પ્રેમનો રે!

## દર્શન—અભિલાષ

હું તો લળી લળી મુખડાં ન્યાળું રે રામજી!
મારી આંખલડી અજવાળો રે રામજી !

અન્તર આ રે, વિરહકિનારે,
જનમ જનમનાં ઝંખન-ક્યારે,
ઉત્સુક થાકલ લોચન-ધારે,
ઉષા-હુવા રે,
દર્શન સનમુખ આપો રે રામજી ! હું તો લળી૦

શાન્તસ્વરૂપ, સસીતા વનવાસી,
જટા વિભૂષિત, વલ્કલધારી,
શરધનુધારી, તજી સમાધિ,
પ્રકટ પધારી,
રાજીવ નયન નમાવો રે રામજી ! હું તો લળી૦

કુંકુમ—ચંદન-છાંટ છંટાવું,
યુગ યુગવિરહી હૃદય બીછાવું,
પ્રાણજ્યોતિની આરતિ ધારું,
પૂજન ધરાવું,
અમીનજર અવતારો રે રામજી ! હું તો લળી૦

રૂપ મનોહર, સ્મિતવિમોહન,
ઉર–અધીર ઓવારું મોહન!
અમૃતઅંન્જલિ છાંટી કણુ કણુ
ચિરપ્યાસી મમ
રોમ રોમ વરસાવો રે રામજી! હું તો લળી૦
મારી આંખલડી અજવાળો રે રામજી!

## વ્રજનાર

હું તો એકલ પડી વ્રજનાર ઊંઘમાં ઝબકી જતી રે!
ઊઠી વ્હેલી પરોઢના નાથ, ગોકુળિયું ગોતી વળી રે!

હું તો જાઉં જ્યાં જમુનાને તીર પાણિડાં આડાં ફરે રે!
આંખ ઢાળું ત્યાં દૂર ને દૂર ભોમકા ડૂબી જતી રે!

મારી લ્હેરે વૃન્દાવન વાટ ફૂલભાત ચૂંદલડી રે!
જ્યાં કરતી 'હરિ! હરિ!' સાદ પતંગિયાં વીંટી વળે રે!

મને સૂઝે નહીં હરિ માર્ગ સાદ કરી બેસી ગઈ રે!
સામા કરતી કોયલ ટહૂકાર, આંસુડે પાંપણુ ઢળી રે!

અરે એવું કાં વિશ્વ વિરાટ? સાદ તને પ્હોંચે નહીં રે!
ક્યા એવા તે દૂર દૂર દેશ? રે! આંખ મને દેખે નહીં રે!

હું તો માગું આ વિશ્વ હોય નાનું (કે) હાથવેંત ખોળી લઉં રે!
મારે હૈયેથી દૂર સરી જાતું હું મૂળગું શોધી લઉં રે!

હું તો ભમતી ભમું હરિ માટ, વાટ મારી ખૂટી પડે રે!
મારે હૈયે તૂટે ધબકાર, રે! સૂનકાર છાઈ વળે રે!

હું તો એકલ પડી વ્રજનાર ઊંઘમાં ઝબકી જતી રે!

## સાદ પુકારીને શું કરું ?

સાદ પુકારીને શું કરું
તારા દૂર આવાસ જી;
તોફાની વા ગાજે મેહૂલો;
કમ્પે આભ ને ભોમ જી. સાદ પુકારીને૦

'નજોયા ન અનુભવ્યા'ના ખસું,
આપો દરશન દેવ જી.
જુદાં રે જીવનથી શું પામીઓ?
આપો છેવટ રાત જી. સાદ પુકારીને૦

જાણું અધીરની માળને
શાને તોય વિલમ્બ જી?
દોર તૂટે, પારા વીખરે,
શું ના તૃપ્તિની આશ જી? સાદ પુકારીને૦

માયા પૂજે તારી કાયને
સાધન—અરચન થાઉં જી.
ઝૂલે સ્મિતાર્દ્ર તારાં મુખે
જીવન–આરતિ–જ્યોત જી. સાદ પુકારીને૦

## રાહ

સૂનાં સાયંકાળે ગોકુળે રે ! ગાઢાં વાદળ ગરજ્યાં,
મારાં સૂનાં નીચાં ખોરડે રે ! બેસી મોર ગળૂક્યા.
હું રે ગોપી પડી એકલી રે ! જાણે ઝબકીને જાગી,
જોઈ રહું ભર્યાં આભમાં રે ! હૈયે ધબકારી જાગી.

ભીના વાયુ ! કહે કેટલે રે ! તારો સાથી વનવાસી ?
વાદળ ! કો' દૂર કેટલે રે ! ઘનશ્યામ બિહારી ?
હંસોની હાર ! ઉમંગમાં શું પાછા માનસ ચાલ્યા ?
સંગાથે શું નથી કાનજી રે !—મારે અન્તર આશા.

ઓચિંતી ચમકંતી વીજળી રે ! ચમકી આંખ અભાગી,
ગાઢો ગાજી તૂટ્યો મેહૂલો રે ! મૂંગી ધબકારી જાગી.
સૂના પરસાળને ઓટલે રે ! ઊભી થાંભલી ઝાલી,
જોઈ રહું ચૂતાં નેવલાં રે ! અંગે વાછંટ વા'તી.

સાયં આષાઢને મેહૂલે રે ! મારાં ખોરડાં ચૂયાં,
રાહ જોતાં ગઈ જિંદગી રે ! કો'દી નેણુ ના લુયાં !
દાડમીને સામે છોડવે રે ! બોલે તૃસ બપૈયો,
ભગ્ન ગોપીકંઠ રુંધતો રે ! તૂટે શબ્દ 'કનૈયો.'

## રામ તારા રાજ વચ્ચે

મેં તો બાંધી મઢૂલી આજ
રામ તારા રાજ વચ્ચે.
મેં તો કીધો તુંને રખવાળ
રામ તારા રાજ વચ્ચે.
હવે ચિન્તા નથી તલભાર
રામ તારા રાજ વચ્ચે.
હું તો ફરવાનો બેદરકાર
રામ તારા રાજ વચ્ચે.

તારે રાજા થાવા અભિલાષ
રામ તારા રાજ વચ્ચે,
થયો સહુનો તું દાસાનુદાસ
રામ તારા રાજ વચ્ચે.
હવે નાખ્યો તારે શિર ભાર
રામ તારા રાજ વચ્ચે.
મારે અન્તર આનંદ અપાર
રામ તારા રાજ વચ્ચે.

તું જ રાજા મારો રખવાળ
રામ તારા રાજ વચ્ચે.
મેં તો બાંધી મઢૂલી આજ
રામ તારા રાજ વચ્ચે.

# જીવનઆરતિ*

તારે મંદિર* દેવ!
તારી સન્મુખ દેવ!
મારી પ્રકટી પ્રસન્ન જીવનની આરતિ.

સહસા સૂઝયો જ પંથ અન્યથા મળ્યો ન હોત
ભગ્નઆશ–યત્ન–લોપ
તિમિરે હતાશ રોત.

કરવા તવ દેવ ખોજ
ઝંખીને દૃષ્ટિ દોર,
જીવન જગવી સમસ્ત વેર્યો પ્રકાશ–દ્યોતઃ
આશ ધરી લળી લળી જોઉં તવ નયનજ્યોત
તારે મંદિર દેવ!
તારી સન્મુખ દેવ!
પ્રકટાવી સ્નિગ્ધ શેષ જીવનની આરતિ.

ખૂટે દીવેલ સાવ,
ઝલી જાય વાટ સાવ,
આરતિસ્વરૂપ લઉં પૂજનનો પુણ્ય લ્હાવ
તારે મંદિર દેવ!
તારી સન્મુખ દેવ!

તોળાયે મેઘ કૃષ્ણ,
ફૂંકે ચલ અનિલ ગણ,
બૂઝાય જ્યોત, બને આરતિ ન તો જ પૂર્ણ,
તારે મંદિર દેવ!
તારી સન્મુખ દેવ!
રે'શે અપૂર્ણ સેવ?

સન્ધ્યાના અસ્ત સંગ
ઝાલરના થાય ઘંટ,
ઘેરું ગાજે મૃદંગ,
ફૂંકાયે મન્દ્ર શંખ,
મારે ન સ્તોત્ર કાજ ગદ્‌ગદ લગાર કંઠ
તારે મંદિર દેવ!
તોયે અનુભૂતિકમ્પ લળતી શિખાને સેર
તારી સન્મુખ દેવ!
જગવી મેં મૂક એક જીવનની આરતિ
તારે મંદિર દેવ!

# સમર્પણ

અનન્ત તું છો અજરામર નિર્લેપ જો,
પાંપણને પલકારે મારે જીવવું.
અનન્તતાને ચરણે જીવન પાથરું;
રજ રૂપ મારાં સર્વ સમર્પણ તુચ્છ જો.
કુબેર તું, હું કણ કણનો લાચાર જો.
તારી નજરે નજરાણું હું શું ધરું?

આજ સુધીના ભાવ ભરેલા સંગ્રહો,
આજતણા યૌવન-વૈભવ-ઉલ્લાસ જો,
ભાવીનાં સહુ ભાગ્ય પનોતાં સામટાં,
ત્રિકાળની મનમાયા-વીંટી વેલ જો:
અશેષ એ તવ ચરણે હોંસે જ્યાં ધરું
વિસરું ત્યાં ઐશ્વર્ય; સ્મરું સમ્બન્ધ જો.

પ્રેમાવેશે તલ્લીનતામાં અર્પવાં,
અર્પણનો સંતોષ જ મહદાનંદ જો.
ઊંડી ઊંડી લગની લાગી એક જો,
વિરાટને પાંપણનાં બાંધું બન્ધને;
અનન્તતાને ચરણે જીવન પાથરું,
ઓછાયા ઉતારું છાને ઉર જો.

# ટિપ્પણ

[ ટિપ્પણમાં જે પંક્તિનિર્દેશ છે તે પૃષ્ઠ ઉપરની પંક્તિ ઉપરનો નિર્દેશ નથી• પણ કાવ્યની પંક્તિનો છે. ]

પૃ. ૧ શિવસઙ્કલ્પ રુદ્રાષ્ટાધ્યાયીનો પ્રથમ અધ્યાય એ આ કાવ્યનું પ્રભવસ્થાન.

"કડી ૩. પંક્તિ ૩. રુદ્રાષ્ટાધ્યાયીમાં મનને જ્યોતિષોમાંનું એક ગણ્યું છે. ગીતાકાર ઈશ્વરતત્ત્વને ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते। (श्लो. १७. अ. १३) વગેરે શ્લોકથી જ્યોતિષોથી પર, તમથી પર ગણાવે છે. ઈશ્વરતત્ત્વમુખી બનેલું મન પોતાના સામાન્યક્ષેત્ર વર્તુલથી પર જઈ એ પરમતત્ત્વ પ્રતિ આગળ ને આગળ વધે છે.

પૃ. ૨. કડી ૬. સરખાવો:—

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥

श्लो. १९ अ. ६

પૃ. ૩. अहम्.

પં ૧૪ 'મિષ' શબ્દનો અર્થ 'બ્હાનું,' 'ખોટું કારણ,' એવો થાય. પણ આ કાવ્યસંગ્રહમાં 'મિષ'નો અર્થ 'હેતુ', એમ ગણવા વિનતિ છે.

પૃ. ૭. પં. ૨૬ થી ૩૦ સરખાવેઃ—

अन्नाद् भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥

भगवद्गीता श्लो. १८ अ. ३

પૃ. ૧૦. પં. ૧૮. મિષે=કારણે.

પૃ. ૧૨. વિશ્વનીડ. यत्रैव विश्वं भवत्येक नीडम् ।

પૃ. ૧૩. પં. ૨૭. સરખાવો....अश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्यपर्णानि... ।

भगवद्गीता श्लो. १-अ. १५

પૃ. ૨૧ વિષપાન. આપણાં કૂર્મ, અગ્નિ, ભાગવત વગેરે પુરાણોમાં તેમ જ મહાભારત, રામાયણ વગેરેમાં સમુદ્રમંથન પરત્વેનો ઉલ્લેખ છે. એ બધાંમાં સવિસ્તર કથા ભાગવતમાં ૮મા સ્કંધમાં છે. આ આખું કાવ્ય એ ભાગવતના ૮મા સ્કંધના ૭મા અધ્યાયને અનુસરીને લખાયું છે તે જિજ્ઞાસુએ મૂળમાં જોઈ લેવું.

પૃ. ૨૧. પંક્તિ ૧૫–૧૬. "અનુભવ, પ્રતીતિ માત્રની પાછળ કાંઈક સત્ ભાવ રહેલો છે એના આધારે જ તર્ક મન્થન ટકી શકે."—વજેશંકર કાનજી પટ્ટણી.

પૃ. ૨૨. પં. ૧૯–૨૦. મન્દર પર્વત સમુદ્રમાં ડૂબી ગયો અને દેવાસુરની પ્રયત્નશક્તિ નિષ્ફળ ગઈ. તેથી દેવદાનવો પુરુષાર્થ કરવો ના જોઇએ, ઇચ્છા એ જ દુ:ખનું કારણ છે એમ માનીને શું દૈવાધિનવૃત્તિવાળા બની ગયા ?

પૃ. ૨૨. પં. ૨૧. ધાતા=ધારણકર્તા. અપ્રમેયપરાક્રમ=જેનું પરાક્રમ માપમાં ન આવી શકે તેવું છે એવા.

પં. ૨૫. જલસુસ=સુસજલ, જેનું પાણી અસ્થિર નથી, સ્થિર સમ છે તેવો સમુદ્ર.

પં. ૫૭ શંકર ધ્યાનાવસ્થામાં હતા ત્યાં તેમના કર્ણમાં પ્રજાનો આર્તસ્વર પડે છે તેથી એ આર્તસ્વરે જાગ્રત થાય છે ત્યાં એ વસ્તુસ્થિતિને જોઈ ને તુરત યથાર્થ સમજી જાય છે.

પં. ૭૯ થી ૮૨. વરસાદનાં પાણી વિશાળ ફલક પરથી ઝરણ-રૂપ બની દિશા દિશાએથી અન્તે તો એક દરિયામાં આવી મળે છે તેવી રીતે વાતાવરણમાં જે હલાહલ ઝેર વ્યાપી રહ્યું'તું તે ઘનીભૂત થઈ ધૂમાડા સમું રૂપ લઈ અન્તે શંકરના કરતલમાં આવીને શમાઈ ગયું.

પં ૮૬. કરતલીકૃત્ય=માત્ર હથેળીમાં શમાવીને: કેવળ અંજલિવત્ બનાવીને. જે હલાહલ ઝેર વિશ્વનાશક ઉગ્ર ને વિશ્વવ્યાપી હતું તેને કેવળ હથેળીમાં શમાવીને ( નહિ સમ પ્રમાણીને ) ગળે ઉતાર્યું.

પૃ. ૨૭ વિવેચક. આ ઉક્તિ એક સરોવરના મુખમાં મૂકી છે જે પોતાને કાંઠે ઊભેલાં વૃક્ષને સંબોધીને પ્રશ્ન કરે છે.

પૃ. ૨૮ પં. ૮ હું આમ ગાઈશ તો મને મારાં પાપની માફી મળી રે'શે એવા ખ્યાલથી હું મારા ગાનનું સાટું નહિ કરું. મારાં પાપની માફીની કિંમત હું મારાં દિલની દોલતરૂપ ગીતની, નહીં ચૂકવું.

પૃ. ૪૯. મીરાં : તારા મંદિરને ઉંબરે બેઠા પછી તો આ ઝાલરના નાદની સાથે હૃદય આનંદપૂર્ણ તાલ આપી રહ્યું છે પણ હે પ્રભો! જો ભાવભીનો કંઠ મળે તો તારી મહત્તા ગાઉં.

પૃ. ૬૧. આથમતો પૂર્ણચન્દ્ર : कादम्बरी ના 'एकदा प्रभात-सन्ध्यारागलोहिते–' એ પ્રમાણે શરૂ થતા આથમતા ચન્દ્રના વર્ણન પરથી.

પૃ. ૬૩. कर्मण्ये: કાવ્યદોષવાળાં અને અલ્પ–નહિવત્ કાવ્યતત્ત્વવાળાં કાવ્યો આ સંગ્રહમાં મળી આવશે. તેમાંનાં 'कर्मण्ये' તથા 'દાતાર' એ બે લાંબાં કાવ્યો આ સંગ્રહમાં ઠીક જગ્યા રોકે છે. નિકષ-દૃષ્ટિએ એમાં અપૂર્ણતાઓ પુષ્કળ છે એ હું અમુક અંશે સમજું છું છતાં એ કાવ્યોને સંગ્રહમાં લેવાનો મૂળ ઉદ્દેશ તો એ જ કે એ કાવ્યો જ્યારે લખાયલાં ત્યારની લેખકની માનસિક અને શારીરિક અશક્તિઓનાં એ પ્રતીકરૂપ છે. અનુભવને સર્વાંશે સમજાવવો દુષ્કર છે પણ હાથમાં જેમ સારી પેઠે ખાલી ચ્હડી હોય, હાથ હલીચલી પણ ન શકતો હોય ને ભાર લાગતો હોય–એ સમયે લોટો કે કંઈ પણ વસ્તુને હાથથી પકડી શકાતી નથી–વસ્તુઓ ઝાલવાના પ્રયત્ન હોવા છતાં યે વસ્તુ હાથમાંથી સરી જાય છે, દડી જાય છે તેમ જ્યારે રોગગ્રસ્ત જીવન ભયસ્થાને આવી ગયું હોય ત્યારે સમગ્ર શરીર અને મન પણ સતત ખાલી અનુભવતું હોય છે. તે સમયે વિચારભાવને પકડી રાખવાનો પ્રયત્ન પણ એના જેવો જ છે. એવી સ્થિતિમાં લખાએલાં આ કાવ્યો મને એટલાં બધાં

મારાં પોતાનાં લાગે છે કે જેમ મારું ગમે તેવું શરીર હોવાં છતાં હું જાહેરમાં નીકળું છું તેમ એ કાવ્ય કાવ્યો પણ પ્રસિદ્ધ થાય એમાં હું કંઈ પણ અનુચિતતા જોતો નથી.

ખરું છે કે એ કાવ્યો લખાયાં પછી હવે જ્યારે તેને જનતા સમક્ષ મૂકવાં જ છે ત્યારે તેને સુધારીને મૂકવાં જોઈએ. પણ આ કાવ્યો પરત્વે તેમ કરવું ઉચિત નથી જણાયું. હું મૂળ જ પ્રકટ કરું છું. અને એમાં મને સંતોષ મારા એ સમયના મનના અનુભવોથી વિખૂટું ન પડી જવામાં છે.

પૃ. ૬૩. પં. ૧૭ શ્રવણ નક્ષત્ર મકરરાશીમાં આવેલું છે. મકર-રાશીનો ગુરુ નીચસ્થ ગણાય છે. જ્યોતિષની દૃષ્ટિએ એ નિર્બળ-હીનબળ ગણાતો ગ્રહ પોતાનું શુભ ફળ આપી શકતો નથી.

પૃ. ૬૩. પં. ૨૧ આવા જેષ્ટ માસ વખતે તો સૂર્યોદય સમયે સપ્તર્ષિ તો આથમી ગયા હોય છે. અને છતાં અહીં સપ્ત-ર્ષિનો આકાશમાં દૃષ્ટિગોચર થયાનો ઉલ્લેખ થયો છે. આ કાવ્ય લખાયું ત્યારે લેખકની કેટલી સાવચેતી હતી તેનું આ એક ઉદાહરણ બસ થશે.

પૃ. ૬૮. પં. ૧૧૨ તેમજ ૧૨૭. ૬૭. અનુષ્ટુપમાં સાતમો અક્ષર દીર્ઘ જોઈએ. દ ને દૂ દીર્ઘ કરીને અહીં ઉચ્ચાર કરવો પડે છે. અથવા તો ઢને બેવડાવીને દ્ઢ્ઢ એમ ઉચ્ચાર કરવો પડે છે. ઢને બેવડાવવો એ મહદ્ દોષ છે. ઋને દીર્ઘ ૠ બોલવો તે ચલાવી લેવાય તેમ છે. [ આ ૠ પરત્વેના

આવા ઘણા દોષો આપણા સાહિત્યમાં મળી આવે છે. બે-ચાર જે દાખલાઓ યાદ આવે છે તે ટાંકું છું:-" સુગુસ રાજગૃહની દિશામાં "—અતિજ્ઞાન–કાન્ત. ' શબ્દો પડ્યા ઉપર અમૃતધાર જેવા. '–કલ્પના અને કસ્તુરીમૃગ–કાન્ત. ' ગાંભીર્ય, દઢતા, અને સરળતા–' નાયકનું પાયશ્ચિત. પ્રો. બલવન્તરાય ઠાકોર, તથા પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર–કાન્ત. ' મીઠા સ્પર્શો, પ્રણયિ નયનો, અમૃતાલાપ લાવો. '–વધામણી —પ્રો. બલવન્તરાય ઠાકોર

આ દઢ શબ્દ માટેનો બચાવ નથી. આ દોષ જ છે. ઋના ઉચ્ચારશુદ્ધિની ઘણી જરૂર છે એ સૂચન પૂરતુ આટલું ઘણું છે. આ સંગ્રહમાં અન્યત્ર આ ઋ નો ઉચ્ચારદોષ મળી રે'શે. જુઓ:—કાવ્ય ' નવજીવન ' માં:—" વસન્તસૃણિની રતિવિનતિ અંગીકૃત કરી " પૃ. ૧૩૦ ]

પૃ ૮૪–સાથી મિત્રને. આ કાવ્ય મિત્રભાઈ શ્રી પ્રબોધરાય માણેકલાલ ભટ્ટને સંબોધીને લખાએલું.

પૃ. ૮૪ પં. ૧ થી ૪ સરખાવો:—

" A lost thing could I never find,
Nor a broken thing mend:
And I fear I shall be all alone
When I get towards the end. "

' The South Country. '

**Hilaire Belloc**

પૃ. ૯૯ પં. ૩૬–ગુરુપુષ્ય. જ્યોતિષમાં ગુરુપુષ્ય નામે એક યોગ ગણાય છે. ગુરુવારે ચન્દ્ર પુષ્ય નક્ષત્રમાં હોય એ યોગને ગુરુપુષ્ય યોગ ગણાય છે. ૨૭ નક્ષત્રમાંથી પસાર થતો ચન્દ્ર મહિનામાં કેવળ એક વખત પુષ્ય નક્ષત્રમાંથી પસાર થાય છે. પણ દર-મહિને ગુરુવાર તે સમયે હોય તેમ ના બને. વર્ષમાં બાર વખત ચન્દ્ર પુષ્ય નક્ષત્રમાંથી પસાર થાય છે. પણ પૂનમનો ચન્દ્ર એ નક્ષત્રમાં હોય એ તો પોષમાં કે માઘમાં જ સંભવિત બને છે. ગિરિપૃષ્ઠમાં, દિનાન્તે, પ્રથમ ટહુરવે, સૂકલ સમાં વિટપાશ્રમાં રહડેલો પૂર્ણિમાનો વસન્તલિપ્સુ ચદ્ર–એ તે ફરી કે'દી જોવા મળે? એ વિરલ પ્રસંગ–તદ્દન વિરલ. ફરી એનું દર્શન–ઘણે અંશે અરે! કેવળ અસંભવિત.

પૃ. ૧૦૫ થી ૧૧૭ 'ને,' 'ફૂદરડી.' 'અવાવરુ વાવ' અને 'તારાને.' આ ચારે કાવ્યો અંગ્રેજીમાં જેને Dramatic Lyric (અન્ય લક્ષી–પાત્રલક્ષી[૧]–નાટ્યાત્મક ઊર્મિકાવ્ય[૨]) કહે છે તે વર્ગનાં છે.

પૃ. ૧૩૫. રમકડાં. Coventry Patmoreનાં 'The Toys' નામક કાવ્યનો અનુવાદ.

પૃ. ૧૫૩. પં–૨ સરખાવો

'પાંપણને પલકારે કરતું ડાકિયાં'
'ગીતગંગોત્રી'—ઉમાશંકર જોષી

---

૧. પ્રો. બલવન્તરાય ઠાકોરે યોજેલો શબ્દ
૨. શ્રીયુત રામનારાયણ પાઠકે યોજેલો શબ્દ